# 'નીતિનાશને માર્ગે'

લેખક:

મોહનદાસ કરમચંદ ગાંધી




નવજીવન પ્રકાશન મંદિર

અમદાવાદ

# અનુક્રમણિકા

# 'નીતિનાશને માર્ગે'

## ૧

### વિષય

પ્રજોત્પત્તિ અટકાવવાનાં કૃત્રિમ સાધનો દ્વારા સંતતિનિયમન કરવાના પ્રશ્નની તરફેણમાં ચર્ચા કરનારાં હિંદી વર્તમાનપત્રોમાંના ઉતારા મને મિત્રો તરફથી મળ્યાં કરે છે. યુવકોના પોતાના ખાનગી જીવન વિષેના પત્રો પણ મારા ઉપર વધુ ને વધુ આવ્યે જાય છે. આ લેખકો જે પ્રશ્નો કરે છે તેમાંના તો કેવળ ગણ્યાગાંઠ્યા જ હું આ પાનાંમાં ચર્ચી શકું. અમેરિકન મિત્રો એ જ વિષેનું સાહિત્ય મારા ઉપર મોકલ્યે જાય છે, અને કેટલાક તો પ્રજોત્પત્તિ અટકાવવાનાં કૃત્રિમ સાધનોના ઉપયોગનો મેં વિરોધ કર્યો છે તે કારણે મારા ઉપર ચિડાયા પણ છે. તેમને ખેદ થાય છે કે અનેક બાબતોમાં હું એક આગળપડતો સુધારક હોવા છતાં સંતતિનિયમનને લગતા મારા વિચારો ત્રેતાયુગને શોભે એવા છે. વળી હું જોઉં છું કે આવાં સાધનોના ઉપયોગની

હિમાયત કરનારાઓમાં દેશવિદેશનાં ઘણાં પીઢ સ્ત્રીપુરુષો પણ છે.

એટલે મને લાગ્યું કે ગર્ભાધાનનિરોધનાં કૃત્રિમ સાધનોની તરફેણમાં કંઈક ખાસ ભારે દલીલો હોય તો આ વિષય ઉપર મેં અત્યારસુધી જે કંઈ લખ્યું છે તે ઉપરાંત વધારે લખવું જોઈએ. આનો હું વિચાર કરતો હતો અને એ પ્રશ્નને લગતું સાહિત્ય વાંચવા ધારતો હતો તેવામાં 'ટોવર્ડ્ઝ મૉરલ બૅંક્રપ્ટસી' નામનું પુસ્તક મારા હાથમાં આવ્યું. એ પુસ્તક આ જ વિષય સંબંધી છે, અને મારા અભિપ્રાય પ્રમાણે આમાં એ વિષયની સંપૂર્ણ શાસ્ત્રીય રીતે ચર્ચા થયેલી છે. મૂળ પુસ્તક મૉંશ્યોર પોલ બ્યૂરોએ ફ્રેન્ચમાં લખેલું છે અને તેનું નામ 'નીતિભ્રષ્ટતા' એવું છે. અંગ્રેજી ભાષાંતર કૉન્સ્ટેબલ કંપનીએ કરાવેલું છે, અને તેનો ઉપોદ્ઘાત દા. મેરી સ્કાર્લિબ, સી. બી. ઈ.; એમ. ડી.; એમ. એસ. એ લખેલો છે. પુસ્તકમાં ૧૫ પ્રકરણ અને ૫૩૮ પાનાં છે. પુસ્તક વાંચ્યા પછી મને લાગ્યું કે એ લેખકના વિચારનો સારાંશ હું રજૂ કરું તે પહેલાં ન્યાયને ખાતર મારે આ વિષયના પક્ષના પ્રમાણગ્રંથો વાંચી જવા જોઈએ. એટલે મેં 'હિંદ સેવક સમાજ' પાસેથી તેમની પાસે આને લગતું જે સાહિત્ય હતું તે મેળવ્યું. કાકા કાલેલકર જેઓ આ વિષયનો અભ્યાસ કરી રહ્યા છે તેમણે પણ આ વિષયને લગતું હેવલૉક એલીસનું એક પુસ્તક મને આપ્યું. અને એક મિત્રે 'પ્રૅક્ટિશનર' માસિકનો 'સંતતિનિયમનનો ખાસ અંક' મને મોકલી આપ્યો, જેમાં જાણીતા દાક્તરોના આ વિષય સંબંધે વૈદકીય અભિપ્રાયો આપવામાં આવ્યા છે.

આ બધું સાહિત્ય એકઠું કરવામાં મારો હેતુ એ હતો કે મારા જેવો વૈદક જ્ઞાન વિનાનો માણસ મોં. બ્યૂરોનાં અનુમાન જેટલે અંશે તપાસી શકે તેટલે અંશે મારે તે તપાસવાં. ઘણીવાર કોઈ પ્રશ્નની શાસ્ત્રીઓ ચર્ચા કરી રહ્યા હોય ત્યારે પણ તેને બે પક્ષ હોય છે; અને બન્ને પક્ષની તરફેણમાં ઘણું કહી શકાય એમ હોય છે, એટલે ગર્ભાધાન-નિરોધક સાધનોના હિમાયતીઓની દૃષ્ટિ જાણી લઈને જ મારે ઉપલા પુસ્તકનો વાચકને પરિચય કરાવવો એમ મને લાગતું હતું. હવે આ બધું વાંચીને હું નિશ્ચિત મત બાંધી શક્યો છું કે હિંદુસ્તાનને માટે તો આવાં સાધનોની કશી જ જરૂર પુરવાર થઈ શકતી નથી. હિંદુસ્તાનમાં તેનો ઉપયોગ કરવાની હિમાયત કરનારાઓ કાં તો હિંદુસ્તાનની સ્થિતિ જાણતા નથી, અથવા તો જાણવા છતાં તે વિષે આંખ મીંચે છે. પણ જો પ્રજોત્પત્તિ અટકાવવાનાં કૃત્રિમ સાધનો પશ્ચિમમાં પણ હાનિકર્તા નીવડ્યાં છે એમ સિદ્ધ કરી શકાય તો પછી હિંદુસ્તાનની ખાસ સ્થિતિ તપાસવાની જરૂર જ રહેતી નથી.

એટલે મોં. બ્યૂરો શું કહે છે તે આપણે જોઈએ. એમનો અભ્યાસ કેવળ ફ્રાન્સની પરિસ્થિતિનો જ છે. પણ ફ્રાન્સ એટલે ઘણું થયું. ફ્રાન્સ તો જગતનો સૌથી આગળ વધેલો દેશ ગણાય. અને ઉપરનાં સાધનો જો ફ્રાન્સમાં નિષ્ફળ નીવડ્યાં હોય તો બીજે ક્યાંયે તે સફળ થવાનો સંભવ નથી.

નિષ્ફળ નીવડવાના અર્થ વિષે પણ મતભેદ હોવાનો સંભવ છે. હું જે અર્થમાં એ શબ્દ અહીં વાપરું છું તે જણાવી દઉં. તે એ કે જો એ સાધનોને પરિણામે નીતિનાં બંધનો શિથિલ થયાં છે, વ્યભિચાર વધ્યો છે, અને કેવળ

આરોગ્યની ખાતર અને આર્થિક દૃષ્ટિએ કુટુંબની મર્યાદા સંકુચિત રાખવા ખાતર જ સ્ત્રીપુરુષોએ એનો ઉપયોગ કરવાને બદલે મુખ્યત્વે વિષયતૃપ્તિને ખાતર એનો ઉપયોગ કર્યો છે એમ બતાવી શકાય, તો એ સાધનો નિષ્ફળ નીવડયાં છે એમ સાબિત થયું સમજવું. આ મધ્યસ્થ પક્ષ છે. નીતિની દૃષ્ટિએ આનો અંતિમ પક્ષ આ સાધનોનો દરેક કાળે અને દરેક સંજોગમાં નિષેધ કરે છે. કારણ તેની દલીલ એવી છે કે સ્ત્રી અથવા પુરુષે પ્રજોત્પત્તિના પ્રયોજન સિવાય વિષયેન્દ્રિયને સંતોષવાની જરૂર નથી, જેમ શરીરને નિભાવવા સિવાય બીજા કોઈ પણ કારણે ખાવાની જરૂર નથી. એક ત્રીજો પક્ષ પણ છે. તે એમ માનનારો છે કે જગતમાં નીતિ જેવી વસ્તુ જ નથી; અથવા જો હોય તોપણ તે વિષયના સંયમમાં નહિ પણ વિષયતૃપ્તિમાં જ સમાયેલી છે, માત્ર એટલું જ કે એ તૃપ્તિ એટલી હદ સુધી ન જાય કે તેથી કરીને તે અશક્ય થઈ પડે. આવા માટે મોં. બ્યૂરોએ પોતાનું પુસ્તક નથી લખ્યું એમ માનું છું, કારણ મોં. બ્યૂરો પોતાના પુસ્તકને અંતે ટૉમ મૅનનું આ વચન ટાંકે છે: 'ભાવી, સંયમી અને સત્પ્રતિષ્ઠ પ્રજાઓને જ હાથ છે.'

## ૨

## અવિવાહિતોમાં ભ્રષ્ટાચાર

પોતાના પુસ્તકના પહેલા ભાગમાં મોં. બ્યૂરોએ જે હકીકતો ભેગી કરી છે એ વાંચતાં ત્રાસ છૂટે છે. એ ઉપરથી જણાય છે કે ફ્રાન્સમાં મનુષ્યની નીચમાં નીચ વૃત્તિઓને સંતોષવા માટે કેવાં મોટાંમોટાં કમઠાણો ઊભાં કરવામાં આવ્યાં છે. પ્રજોત્પત્તિ અટકાવવાનાં સાધનોની હિમાયત કરનારાઓનો એક દાવો એ છે કે એવાં સાધનો વપરાતાં થાય તો કૃત્રિમ ગર્ભપાત થતા અટકશે. એ દાવો પણ ટકી શકતો નથી. મોં. બ્યૂરો કહે છે: ‘ફ્રાન્સમાં આવાં સાધનોનો વાપર છેલ્લાં ૨૫ વરસમાં વધી પડ્યો તે દરમ્યાન હરામ ગર્ભપાતની સંખ્યા બિલકુલ ઓછી થઈ નથી.’ મોં. બ્યૂરો ધારે છે કે આવા ગર્ભપાત વધ્યા છે, અને તેની સંખ્યાનો આંકડો તે વર્ષેદહાડે પોણાત્રણથી સવાત્રણ લાખ જણાવે છે, એટલું જ નહિ પણ અગાઉ આવા ગર્ભપાતોથી લોકોને જે આઘાત પહોંચતો તે હવે નથી.

મોં. બ્યૂરો કહે છે કે ગર્ભપાતના પાપમાંથી બાળહત્યા, કુલવ્યભિચાર અને સૃષ્ટિક્રમને ઊંધાં વાળનારાં પાપો ઉત્પન્ન

થાય છે. અવિવાહિત માતાઓને આપવામાં આવતી બધી સગવડો છતાં અને ગર્ભાધાન અટકાવવાનાં કૃત્રિમ સાધનો અને ગર્ભપાત વધી ગયા છે છતાં બાળહત્યા ઓછી નથી થઈ, પણ વધી ગઈ છે. કહેવાતા ‘ આબરૂદાર ’ લોકોમાં આ પાપ પહેલાંના જેટલી ઘૃણા નથી ઉપજાવતું, અને જ્યુરીઓ આવા ગુનાઓના આરોપી વિષે ‘ બિનગુનેગાર ’નો જ ફેંસલો આપે છે.

મોં. બ્યૂરોએ બીભત્સ સાહિત્ય કેટલું વધી પડયું છે તે બતાવવા માટે ખાસ એક પ્રકરણ લખ્યું છે. ‘ બીભત્સ સાહિત્ય ’ની વ્યાખ્યા એમણે આ પ્રમાણે કરી છે : ‘ સાહિત્ય, નાટક અને ચિત્રો — જે મનુષ્યોના માનસિક આનંદ અને આરામને માટે સામગ્રી પૂરી પાડે છે તે સામગ્રી — નો વિષયોત્તેજક અથવા બીભત્સ હેતુથી દુરુપયોગ.’ અને આ સાહિત્યનો ઉપાડ કેટલો બધો છે તે મોં. બ્યૂરો આ પ્રમાણે વર્ણવે છે : ‘ દરેક વસ્તુની જ્યાંત્યાં માગ છે. એ સાહિત્યના આગેવાનો જે બુદ્ધિથી અને અદ્ભુત વ્યાપારકુશળતાથી એનો પ્રચાર કરી રહ્યા છે, એમાં જે ભારે મૂડી રોકવામાં આવી છે, તેથી એનો કેટલો પ્રચાર થઈ રહ્યો છે તે સમજાશે. આની અસર એટલી જબરદસ્ત અને અપૂર્વ થાય છે કે મનુષ્યનું આખું માનસ જ વિકૃત થઈ જાય છે, અને તેની કલ્પનામાં એક નવી વિષયસૃષ્ટિ ઊભી થાય છે.’ આ પછી મોં. બ્યૂરો મોં. રૂઇસેનમાંથી નીચેનો કરુણાજનક ઉતારો ટાંકે છે :

“ આ બીભત્સ સાહિત્ય અસંખ્ય માણસો ઉપર પ્રબળ સત્તા ચલાવે છે, અને એ સાહિત્યનો ધીકતો ફેલાવો બતાવે

છે કે અસંખ્ય માણસો પોતાનાં મનમાં વિષયસૃષ્ટિ રચીને પાગલખાનાં બહાર છતાં પાગલો જેવા ભટકતા ફરે છે. આજના જમાનામાં વર્તમાનપત્રો અને પુસ્તકોના દુરુપયોગથી મનુષ્યોનાં મન એવાં તો સડી ગયાં છે કે દરેક જણુ વર્તમાનનું કર્તવ્ય ભૂલી પોતપોતાની સ્વપ્નસૃષ્ટિઓમાં ગરક થઈને ફર્યા કરે છે."

અને આ ભયંકર પરિણામ શામાંથી ઊપજે છે ? કેવળ એક જ મૂળ ભ્રમનું એ પરિણામ છે—એ ભ્રમ એ કે ભોગની ખાતર જ વિષય કર્યા વિના મનુષ્યને ન ચાલે, બલ્કે એના વિના પુરુષ અથવા સ્ત્રીનો સંપૂર્ણ વિકાસ અસંભવ છે. અને આવું ભૂત એકવાર માણસના મનમાં ગરી ગયું અને એકવાર જેને પોતે પાપ સમજતો તેને પુણ્ય સમજતો થયો કે તુરત જ વિષયવિકારને ઉત્તેજવાને માટે અને પોતાની વિષયશક્તિ વધારવાને માટે તે સૂઝે તેટલી તરકીબ કર્યે જાય છે.

મોં. બ્યૂરો આગળ જતાં દાખલાદલીલ ટાંકીને બતાવે છે કે આજે વર્તમાનપત્રો, માસિકો, ચોપાનિયાં, નવલકથા, ચિત્રો અને નાટકસિનેમા નીચ વૃત્તિઓને અધિક અધિક પોષી રહ્યાં છે.

## ૩

## વિવાહિતોમાં ભ્રષ્ટાચાર

પણ અત્યારસુધી તો અવિવાહિત સ્ત્રીપુરુષોના ભ્રષ્ટાચારની વાત થઈ. મોં. બ્યૂરો હવે વિવાહિત લોકોમાં કેટલો ભ્રષ્ટાચાર પેઠો છે તે બતાવે છે. તે કહે છે: 'અમીર વર્ગ, મધ્યમ વર્ગ અને ખેડૂતોમાં મિથ્યાભિમાન અને લોભથી જ ઘણાંખરાં લગ્નો થાય છે.' 'વળી કોઈ ફાયદાવાળી નોકરી મેળવવા, બે મિલકતો ભેળી દેવા, અગાઉનો આડો સંબંધ સીધો કરવા માટે, અથવા વિવાહ પહેલાં રહેલા ગર્ભના બાળકને કાયદેસર ગણાવવા માટે, અથવા તો ઘડપણમાં કે રોગી દશામાં કોઈ ચાકરી કરનાર મળે એ માટે, અથવા કોકવાર લશ્કરમાં ભરતી થતી વેળા અમુક ટુકડીમાં જોડાવાનું મળે તે માટે વિવાહમાં જોડાય છે; કોકવાર વ્યભિચારી જીવનથી થાકી-પાકીને કંઈક અંકુશવાળું વિષયી જીવન ગાળવાના હેતુથી પણ જોડાય છે.'

મોં. બ્યૂરો દાખલાદલીલ ટાંકીને સિદ્ધ કરે છે કે આ બધાં લગ્નો વ્યભિચાર ઓછો કરવાને બદલે વધારે છે. અને આ અધોગતિ વિષયકર્મ બંધ કરવાને બદલે વિષયકર્મ

કરતાં છતાં તેનું પરિણામ અટકાવવાને માટે શોધવામાં આવેલાં 'કહેવાતાં વૈજ્ઞાનિક અથવા કૃત્રિમ સાધનોને લીધે બહુ વધી પડે છે. ગયાં વીશ વર્ષોમાં વ્યભિચારમાં થયેલી અતિશય વૃદ્ધિ અને તલ્લાક તેમજ છૂટાછેડાની બમણી થયેલી સંખ્યા વિષેના દુઃખદ ભાગ હું છોડી દઉં છું. અને પુરુષ અને સ્ત્રીને સમાન અધિકાર હોવાના સિદ્ધાંત મુજબ સ્ત્રીઓમાં પણ નિરંકુશ વિષયોપભોગ દાખલ થયો છે તેનો માત્ર ઉલ્લેખ જ કરીને હું સંતોષ માનીશ. ગર્ભાધાન અટકાવવાનાં અને ગર્ભપાત કરવાનાં કૃત્રિમ સાધનો એટલાં તો સંપૂર્ણ થઈ ચૂક્યાં છે કે સ્ત્રીપુરુષ બંને નીતિનાં બંધનથી સાવ મુક્ત થઈને ફરે છે. આ દશામાં લગ્નની પણ હાંસી થાય તેમાં નવાઈ શી? એક લોકપ્રિય લેખકના પુસ્તકમાંથી મોં. બ્યૂરોએ લીધેલો આ ઉતારો જુઓ: 'મારા વિચાર પ્રમાણે લગ્ન એ એક અતિશય જંગલી પ્રથા છે. માનવજાત ન્યાય અને બુદ્ધિયુક્ત જીવન ઉપર કંઈક પ્રગતિ કરે તો લગ્ન તરત જ નાબૂદ થાય એ વિષે મને કશી શંકા નથી.... પણ પુરુષો એટલા જડ થઈ ગયા છે અને સ્ત્રીઓ એટલી બીકણ છે કે તેમને હાલ જે કાયદાને તેઓ વશ છે તેના કરતાં વધારે ઉન્નત કાયદાની માગણી કરવાનું સૂઝતું નથી.'

આ સાધનો અને પ્રયોગોનાં અને જે સિદ્ધાંતો અનુસાર એ સાધનો અને પ્રયોગોનો બચાવ કરવામાં આવે છે તેનાં પરિણામોનું ગ્રંથકર્તાએ સૂક્ષ્મ નિરીક્ષણ કર્યું છે. તે કહે છે: 'આ ભ્રષ્ટાચારની પ્રવૃત્તિથી આપણે કોઈ નવા ભાવી તરફ ઘસડાઈ રહ્યા છીએ. અને એ ભાવી તે કયું? એ ભાવીમાં

પ્રકાશ અને પ્રગતિ, સૌંદર્ય અને અધ્યાત્મશક્તિની વૃદ્ધિ છે કે અવગતિ અને અંધકાર, ભીષણતા અને નિત્ય અતૃપ્ત પાશવતા છે? અગાઉના કોઈ કડવા કાયદા હોય તેની સામે બળવો કરવામાં આવે તો તેનાં પથ્ય પરિણામો માટે ભાવી પ્રજા હમેશાં બળવો કરનાર વડવાઓનો આભાર માને છે. આ ભ્રષ્ટાચાર એવા પ્રકારનો બળવો છે કે એથી તો માણસમાં ઊંડેઊંડે ભરાઈ રહેલા પાશવ વિકારોની પુનઃજાગૃતિ થાય છે, અને તે પશુતાની સામે ઘડવામાં આવેલા આવશ્યક અંકુશોને તોડવા માગે છે. આ બળવો એ સમાજની સુરક્ષિતતા અને જીવનનો નાશ કરનારો દુષ્ટ બળવો તો ન હોય?' અને મોં. બ્યૂરો જબરદસ્ત પ્રમાણ આપીને બતાવે છે કે આ બળવો તો બીજા અનિષ્ટ પ્રકારનો છે, અને તે જીવનનું સત્યાનાશ વાળવા બેઠો છે.

વિવાહિત સ્ત્રીપુરુષો આત્મસંયમથી બની શકે તેટલે અંશે સંતતિને મર્યાદિત રાખવાનો પ્રયત્ન કરે એ એક વાત છે, અને તેઓ વિષયભોગ કરતાં છતાં વિષયભોગનાં પરિણામ અટકાવનારાં સાધનો દ્વારા સંતતિનિયમન કરે એ બીજી વાત છે. પહેલી બાબતમાં તો બન્ને પક્ષને દરેક રીતે લાભ જ છે, જ્યારે બીજીમાં હાનિ સિવાય કશું પરિણામ આવતું નથી. મોં. બ્યૂરોએ આંકડા તેમજ નકશા આપી સિદ્ધ કર્યું છે કે વિષયભોગ ભોગવતા છતાં વિષયભોગનાં સ્વાભાવિક પરિણામો અટકાવનારાં સાધનોના વાપરથી કેવળ પારિસમાં જ નહિ પણ આખા ફ્રાન્સમાં મૃત્યુના કરતાં જન્મનું પ્રમાણ અતિશય ઘટી ગયું છે. ફ્રાન્સના ૮૭ પ્રાંતોમાંથી ૬૮ પ્રાંતોમાં જન્મનું પ્રમાણ મૃત્યુના પ્રમાણ કરતાં ઓછું છે.

લોટ નામના પ્રાંતમાં સો જન્મે ૧૬૨ મરણ નોંધાયાં હતાં. બીજા ટાર્ન-એટ-ગારો નામના પ્રાંતમાં સો જન્મે ૧૫૬ મૃત્યુ નોંધાયાં હતાં. ૧૯ પ્રાંતો એવા છે કે જ્યાં મૃત્યુના પ્રમાણ કરતાં જન્મનું પ્રમાણ વધારે છે. છતાં બન્ને વચ્ચે તફાવત તો ઘણાખરા પ્રાંતોમાં નજીવો જ છે. માત્ર દસ પ્રાંતોમાં કંઈક કહેવાજોગ તફાવત કહી શકાય. મોં. બ્યૂરો બતાવે છે કે વસ્તીનો દિનપ્રતિદિન થતો આ નાશ—જેને એ આપઘાત કહે છે—હજુ ચાલુ જ છે. મોં. બ્યૂરો આ પછી દરેક પ્રાંતની સ્થિતિ વીગતવાર તપાસે છે, અને સને ૧૯૧૪માં નૉર્મંડી વિષે લખેલો મોં. જીડનો નીચેનો ફકરો ટાંકે છે:

"નૉર્મંડી પ્રાંતમાં છેલ્લાં પચાસ વરસોમાં ત્રણ લાખની વસ્તી ઓછી થઈ છે. દર વીસત્રીસ વર્ષે એક જિલ્લા જેટલી વસ્તી ઓછી થાય છે, અને આ પ્રાંતમાં પાંચ જિલ્લા છે એટલે સો વરસમાં એ પ્રાંતનાં લીલાંછમ બીડોમાં એક પણ ફ્રેન્ચમૅન જોવા નહિ મળે. હું 'ફ્રેન્ચમૅન' લખું છું કારણ તેમની જગાએ બીજા તો કોઈ આવેલા હશે જ. ન આવે તો જુલમ જ કહેવાય ને? લોખંડની ખાણોમાં આજે જર્મન મજૂરો કામ કરે છે. અને આ કિનારા ઉપર પહેલીવાર ચીના મજૂરોની પહેલી ટુકડી ગઈ કાલે જ ઊતરી."

મોં. બ્યૂરો આ ફકરા ઉપર ટીકા કરતાં કહે છે: 'હજી બીજા કેટલાયે પ્રાંતોની આ દશા છે.'

વસ્તીમાં થતા જતા આ ઘટાડાને લીધે પ્રજાની લડાયક શક્તિ પણ ઘટી જાય એ વિષે કશી શંકા છે? મોં. બ્યૂરો તો માને છે કે ફ્રાન્સમાંથી પરદેશ જતા લોકોની સંખ્યા

પણ ઓછી થઈ છે તેનું પણ એ જ કારણ છે. ફ્રાન્સની રાષ્ટ્રીય વૃદ્ધિ, વ્યાપારવૃદ્ધિ અને ભાષા તથા સંસ્કૃતિની વૃદ્ધિ પણ આ જ કારણે અટકી છે એમ તે દાખલાદલીલથી બતાવે છે, અને પૂછે છે:

"શું ત્યારે પ્રાચીન સંયમની ભાવનાનો ત્યાગ કરનારી ફ્રેન્ચ પ્રજાએ વધારે સુખ, સમૃદ્ધિ, આરોગ્ય અને સંસ્કૃતિ સાધ્યાં છે કે?" અને ઉત્તર તે આ પ્રમાણે આપે છે:

"આરોગ્યની વૃદ્ધિ વિષે તો બે બોલ જ પૂરતા થશે. બધી વાતોનો આપણે ઠંડે ચિત્તે જવાબ આપીએ; પણ વિષયભોગ ઉપરનો અંકુશ ગયો કે માણસનું શરીર વધવા માંડશે, અને આરોગ્ય સુધરવા માંડશે એમ જે કહેવામાં આવે છે તેને તો જવાબ આપવા જેટલું વજન આપવું મુશ્કેલ છે. દરેક બાજુથી જુવાન સ્ત્રીપુરુષોનું બળ ઘટી ગયાની બૂમો સાંભળવામાં આવે છે. લડાઈ શરૂ થઈ તે પહેલાં લશ્કરી અમલદારોને વખતોવખત લડાઈમાં દાખલ થનારાઓની શારીરિક લાયકાતનું ધોરણ ઉતારતાં જવું પડયું હતું, અને આખી પ્રજાની સહનશક્તિ અતિશય ઓછી થઈ ગઈ છે એમ સૌ સ્વીકારે છે. કેવળ નીતિ શિથિલ થવાને લીધે જ આ પરિણામો આવ્યાં છે એમ કહેવું અલબત્ત વાજબી નથી, પણ નશાબાજી, રહેવાનાં અસ્વચ્છ ઘરો વગેરે કારણો સાથે અનીતિનું કારણ પણ સમાન હિસ્સો લે છે. અને જો આપણે બારીકીથી જોશું તો જણાશે કે આ બીજી બલાઓ એ ભ્રષ્ટાચારની માજણી બહેનો જ છે. ગુહ્ય અંગનાં દરદો અતિશય વધવાને લીધે સાર્વજનિક આરોગ્યને અતિશય હાનિ થઈ છે."

હાલના કેટલાક સમાજશાસ્ત્રીઓ એવો દાવો કરે છે કે જે સમાજ જન્મના પ્રમાણનું નિયમન કરે છે તે સમાજની સમૃદ્ધિ તે પ્રમાણમાં વધે છે. મોં. બ્યૂરો આ વસ્તુ સ્વીકારવાની સાફ ના પાડે છે. અને પોતાના પક્ષની પુષ્ટિમાં જર્મનીનું વધતું જતું જન્મપ્રમાણ અને તેની સાથેસાથે વધતી જતી સમૃદ્ધિ તેમજ ફ્રાન્સનું ઘટતું જતું જન્મપ્રમાણ અને તેની સાથેસાથે ઘટતી જતી સમૃદ્ધિ એ બેની તે તુલના કરી બતાવે છે. વળી તે એમ પણ કહે છે કે જર્મન-વ્યાપારમાં થયેલી અસાધારણ વૃદ્ધિ બીજા દેશોના કરતાં જર્મન મજૂરોના વધારે ભોગે થઈ છે એમ પણ નથી. મોં. રોસિગ્નોલનું પ્રમાણ ટાંકીને તે કહે છે: ‘જર્મનીમાં જ્યારે માત્ર ૪ કરોડ ૧૦ લાખની વસ્તી હતી ત્યારે ભૂખમરો હતો, પણ તે વસ્તી વધીને ૬ કરોડ ૮૦ લાખ થઈ ત્યારથી પ્રજા વધારે ને વધારે આબાદ થતી ગઈ છે.’ આ પ્રમાણ ટાંકીને મોં. બ્યૂરો ઉમેરે છે: ‘આ લોકો કોઈ પણ રીતે જોગીવેરાગી થઈ બેઠા નથી, છતાં દર વર્ષે તેઓ સેવિંગ્સ બેંકમાં પુષ્કળ રકમો જમા કર્યે જાય છે. સને ૧૮૯૫માં આ રકમ ૮ અબજ ફ્રેંક હતી, ૧૯૧૧માં તે વધીને ૨૨ અબજ થઈ.’

ધંધાજ્ઞાનમાં જર્મનીએ કરેલી પ્રગતિનું વર્ણન કરી મોં. બ્યૂરો જર્મનોની સામાન્ય સંસ્કૃતિ વિષે નીચે પ્રમાણે લખે છે તે જાણવાજેવું છે:

“સમાજશાસ્ત્રના ઊંડાણમાં ઊતર્યા વિના એટલું તો શંકા વિના કહી શકાય કે આટલી પ્રગતિ સુધરેલા મજૂરો,

વધારે કેળવાયેલા ફોરમેનો અને સંપૂર્ણ તાલીમવાળા ઇજનેરો ન મળ્યા હોત તો ન જ થઈ શકત. . . . ઉદ્યોગશાળાઓ ત્રણ પ્રકારની છે. વ્યવસાયશિક્ષણની ૫૦૦ શાળાઓ, જેમાં ૭૦,૦૦૦ વિદ્યાર્થીઓ છે. આના કરતાં પણ વધારે વણાટ વગેરે ધંધાની શાળાઓ છે, જેમાંની ઘણીમાં ૧,૦૦૦થી ઉપરાંત વિદ્યાર્થીઓ છે. અને આ ઉપરાંત ઉચ્ચ પ્રતિનું શિક્ષણ આપનારાં વિદ્યાલયો છે, જેમાં ૧૫,૦૦૦ વિદ્યાર્થીઓ છે, અને તેઓ વિદ્યાપીઠોની જેમ દાક્તર—પંડિત—ની સ્પૃહણીય ઉપાધિ આપે છે. . . . ૩૬૫ વ્યાપારી શાળામાં ૩૧,૦૦૦થી વધારે વિદ્યાર્થીઓ જાય છે, અને બીજી અસંખ્ય શાળાઓમાં ખેતીશિક્ષણના વર્ગ રાખ્યા છે જેમાં ૯૦,૦૦૦થી વધારે વિદ્યાર્થીઓ શીખે છે. આમ ધન ઉત્પન્ન કરનારા, અનેક ધંધાઓ શીખનારા ચાર લાખ વિદ્યાર્થીઓની સરખામણીમાં આપણે ત્યાંની ધંધાશાળાના ૩૫,૦૦૦ વિદ્યાર્થીઓની સંખ્યા શી વિસાતમાં છે ? અને આપણા ખેડૂતવર્ગની વસ્તીમાંથી ૧૦ લાખ જણા ભણવા જઈ શકે એવા છે છતાં આપણે ત્યાં ખેતીની ખાસ શાળાઓમાં જનારા ૩,૨૨૫ વિદ્યાર્થીઓ જ કેમ હશે ?"

જર્મનીમાં થયેલી આ અસાધારણ પ્રગતિ કેવળ જન્મનું પ્રમાણ મોટું હોવાને લીધે જ નથી થઈ, એમ તો મોં. બ્યૂરો કબૂલ કરે છે જ. પણ તે યોગ્ય જ કહે છે કે બીજી બધી વસ્તુઓ અનુકૂળ હોય તો જન્મનું વધુ પ્રમાણ એ રાષ્ટ્રીય પ્રગતિની એક આવશ્યક શરત થઈ પડે છે. હા, તેઓ એટલું સિદ્ધ કરવા માગે છે ખરા કે વધતું જતું જન્મનું પ્રમાણ સમૃદ્ધિ અને નૈતિક પ્રગતિની વૃદ્ધિને પ્રતિકૂળ નથી. હિંદુસ્તાનમાં

આપણી સ્થિતિ જન્મપ્રમાણુની બાબતમાં ફ્રાન્સના જેવી નથી, છતાં એટલું તો કહેવું જોઈએ કે જર્મનીની જેમ આપણે ત્યાં જન્મનું પ્રમાણુ વધારે છે તે કંઈ રાષ્ટ્રીય પ્રગતિના હકમાં નથી. પણ મોં. બ્યૂરોએ આપેલાં દાખલાદલીલો અને અનુમાનોની દૃષ્ટિએ હિંદી સ્થિતિનો આપણે આગળ એક પ્રકરણુમાં વિચાર કરવો છે તેથી તેની ચર્ચા અહીં નહિ કરીએ. હજી આગળ જઈને જર્મની અને ફ્રાન્સની સ્થિતિ મોં. બ્યૂરો સરખાવે છે: "યુરોપના દેશોમાં રાષ્ટ્રીય સમૃદ્ધિમાં ફ્રાન્સનો નંબર ચોથો છે અને તેયે ત્રીજાથી બહુ ઊતરતો છે, એ આપણુને ખબર નથી શું? ફ્રાન્સને પોતાની મૂડીમાંથી ૨૫ અબજ ફ્રેંકની આવક છે, જ્યારે જર્મનીને ૫૦ અબજની છે. ફ્રાન્સની જમીનનો કસ ૧૮૭૯થી ૧૯૧૪ સુધીમાં ૪૦ અબજ ફ્રેંક જેટલો ઊતર્યો છે, એટલે ૯૨ અબજને બદલે ૫૨ અબજ ફ્રેંક જેટલી તેની કિંમત છે. પ્રાંતના પ્રાંતો ખેતી કરનાર માણસો વિના વેરાન પડ્યા છે, અને કેટલાયે જિલ્લા એવા છે કે જ્યાં બુઢ્ઢા માણસો સિવાય કોઈ જોવા જ મળતું નથી. . . . ભ્રષ્ટાચાર અને પ્રયત્નપૂર્વક કેળવવામાં આવતું વંધ્યત્વ પ્રજાની સામાન્ય શક્તિને ઘટાડે નહિ તો બીજું થાય જ શું? પરિણામે સમાજમાં જ્યાં જુઓ ત્યાં ઘરડિયાં જ નજરે પડે છે. ફ્રાન્સમાં એક હજારની વસ્તીમાં ૧૭૦ બાળકો અને યુવાનો છે, જ્યારે જર્મનીમાં ૨૨૦ અને ઇંગ્લંડમાં ૨૧૦ છે. . . . એટલે વૃદ્ધોનું પ્રમાણુ હોવું જોઈએ તે કરતાં ઘણું વધારે છે, અને અનીતિ તેમજ ઇચ્છાપૂર્વક ઉત્પન્ન કરેલા વંધ્યત્વને લીધે અકાળે ડાચાં બેસી ગયેલાં અને પળિયાં આવેલાં એવાં યુવાનો અધઃપતિત પ્રજાની દુર્દશામાં ભાગ લે છે."

## ૪

## સંયમ અને બ્રહ્મચર્ય

ભ્રષ્ટાચારના અનેક પ્રકારોથી વ્યક્તિ, કુટુંબ અને સમાજને પારાવાર હાનિ થાય છે એમ જણાવી ગ્રંથકર્તા માનસશાસ્ત્રની દૃષ્ટિએ એક અગત્યની વાત રજૂ કરે છે. મનુષ્ય ભલેને માને કે મારું અમુક કૃત્ય સ્વતંત્ર છે, એથી સમાજને કશી હાનિ નથી; પણ કુદરતનો નિયમ જ એવો છે કે અતિશય ગુપ્તમાં ગુપ્ત અને અંગતમાં અંગત કૃત્યનો પડઘો દૂરદૂર સુધી પહોંચે છે. પોતાના કૃત્યને પાપ માનનાર છતાં સમાજને તેની સાથે કશી લેવાદેવા નથી એવો આગ્રહ રાખનાર માણસ પાપમાં એવો તો રીઢો થતો જાય છે કે પોતાના કૃત્યને તે પાપ માનતો અટકે છે, અને પછી તેના પાપનો પ્રચાર કરે છે. પાપ ગુપ્ત રહેતું નથી, પણ વમળનાં મોજાંની જેમ પાપનો પથરો આખા સમાજને વિષે પોતાનાં મોજાં ફેલાવે છે. એટલે કહેવાતું ગુપ્ત પાપકૃત્ય પણ સમાજને પારાવાર હાનિ પહોંચાડનારું થઈ પડે છે.

ત્યારે આનો ઉપાય? કાયદો કરીને ન જ થઈ શકે એમ ગ્રંથકર્તા સ્પષ્ટ રીતે બતાવે છે. આત્મસંયમ જ એક ઉપાય છે એમ કહીને તે કુંવારાને માટે સંપૂર્ણ બ્રહ્મચર્યને વિષે લોકમત કેળવવાની પરમ આવશ્યકતા, અને પોતાની વિષયેચ્છા જેઓ દાબી ન શકતા હોય તેમને માટે વિવાહમાં જોડાવાની આવશ્યકતા, તથા વિવાહ કરી અતિશય સંયમથી વિવાહિત જીવન ગાળવાની આવશ્યકતા ઉપર વિસ્તીર્ણ વિવેચન કરે છે.

પણ કેટલાક કહે છેઃ 'બ્રહ્મચર્ય એ સ્ત્રીપુરુષના આરોગ્યને હાનિ પ્હોંચાડનારું છે, અને વ્યક્તિસ્વાતંત્ર્યના ઉપર હુમલો છે.' ગ્રંથકર્તા આ દલીલના ચૂરેચૂરા કરે છે. વિષયેચ્છા એ આહાર અને નિદ્રા જેવી વસ્તુ નથી કે જેના વિના માણસને ન ચાલી શકે. માણસ આહાર ન કરે તો માંદો પડે, ઊંઘે નહિ તોયે માંદો પડે, શૌચ રોકી રાખે તો અનેક રોગોને નોતરે; પણ વિષયેચ્છાને તે સુખે રોકી શકે છે, એ ઇચ્છા રોકવાની શક્તિ જ ઈશ્વરે તેને બક્ષેલી છે. વિષયેચ્છા સ્વાભાવિક થઈ પડી કહેવાય છે તેનું કારણ તો આજકાલની અનેક ઉત્તેજક વસ્તુઓ છે, જેથી એ ઇચ્છા યુવાનો અને યુવતીઓમાં ઉંમરે પહોંચ્યા પહેલાં કૃત્રિમ રીતે જાગૃત થાય છે. પણ ગ્રંથકર્તાએ પોતાનો વિચાર પ્રગટ કરીને ન બેસી રહેતાં અનેક મોટામોટા દાક્તરોનાં જબરદસ્ત પ્રમાણો ટાંકીને સિદ્ધ કર્યું છે કે આત્મનિગ્રહથી સ્વાસ્થ્યને હાનિ નથી થતી, એટલું જ નહિ, પણ તે સ્વાસ્થ્યનું એક જ અમોઘ સાધન છે.

લંડનની રૉયલ કૉલેજના એક અધ્યાપક સર લાયોનલ બીલનો એવો અભિપ્રાય છે કે શ્રેષ્ઠ પુરુષોનાં જીવનમાંથી

એ જ વસ્તુ શીખવાની મળે છે કે વિષયેચ્છા જેવી દુર્દમ ઇચ્છા સંકલ્પબળે કરીને વશ કરી શકાય છે. જ્યારે સંકલ્પબળે કરીને તે રોકવામાં આવે છે ત્યારે તેનાં પરિણામો શુભ જ આવે છે; પણ બ્રહ્મચર્ય એટલે મનનું બ્રહ્મચર્ય, વિચારનું બ્રહ્મચર્ય એ મોટી વાત છે.

રિબિંગ કહે છે: '૨૫, ૩૦ અને તેના કરતાં પણ વધારે વયના ઘણાયે યુવકોને હું જાણું છું જેમણે વિવાહ થતાં સુધી બ્રહ્મચર્ય પાળ્યું છે. એવા માણસો ઘણા છે, પણ તે પોતાને વિષે દાંડી પીટતા નથી. અનેક વિદ્યાર્થીઓએ તો મારી આગળ ફરિયાદ કરી છે કે વિષયેચ્છાને વશ કરવી સુસાધ્ય છે એ વિષે જેટલો ભાર મૂકવો જોઈએ તેટલો મેં નથી મૂક્યો.'

'લગ્ન પહેલાં બ્રહ્મચર્ય શક્ય છે અને આવશ્યક છે,' એમ દા. એકટન કહે છે. અને ઇંગ્લંડનો રાજવૈદ્ય પેગેટ કહે છે: 'બ્રહ્મચર્યથી જેમ આત્માને હાનિ નથી થતી તેમ શરીરને પણ નથી થતી. સંયમના જેવો સદાચારનો એકે નિયમ નથી.'

બીજો એક દાક્તર કહે છે: 'બ્રહ્મચર્યમાં ક્યાંયે હાનિ રહેલી છે એ વિચાર જ કેટલો ભ્રમભરેલો છે! એ ભ્રમને તોડવાને માટે જેટલો પ્રયત્ન થાય તેટલો ઓછો, કારણ કેટલાંક માબાપો પણ એવું માનતાં લાગે છે. બ્રહ્મચર્ય તો યુવાનોનાં શરીર, ચિત્ત, આત્માનું કવચ છે.'

સર એંડ્રુ ક્લાર્ક કહે છે: 'સંયમથી શક્તિ વધે છે, જ્ઞાનચક્ષુ તેજ થાય છે. સ્વેચ્છાચાર મનને નબળું પાડે છે, પ્રમાદને પોષે છે, અધઃપાતનો રસ્તો મોકળો કરે છે, અને પેઢી દર પેઢી સુધી રોગનો વારસો ફેલાવે છે.'

'પ્રેમનું શારીરશાસ્ત્ર' નામના એક પુસ્તકમાં એક દાક્તર લખે છે: 'બ્રહ્મચર્યથી કોઈ રોગ થયાનો એક પણ દાખલો મને કોઈ બતાવે તો ખરો!'

બર્નનો માનસરોગશાસ્ત્રનો અધ્યાપક દા. ડુબોય આગ્રહપૂર્વક લખે છે: 'માનસિક રોગવાળા ઘણાખરા વિષયી જીવન ગાળનારાઓ જ છે એમ જણાયું છે.'

પ્રો. ફૉર્નિયર કહે છે: 'બ્રહ્મચર્યથી આરોગ્યને હાનિ થાય છે એમ કહેનારાએ શરમાવું જોઈએ. દાક્તર તરીકે હું પણ કહું છું કે એ વાતમાં રજમાત્ર વજૂદ નથી. વળી ૨૧ વર્ષની ઉંમર પહેલાં વિષયશક્તિ આવતી જ નથી, વિષયેચ્છા પણ ન જ જાગૃત થવી જોઈએ—જો કૃત્રિમ ઉત્તેજન ન થતું હોય તો અકાળ વિષયેચ્છા એ અધૂરી અને ઊંધી તાલીમનું પરિણામ છે.'

આટલાં પ્રમાણો ઉપરાંત ગ્રંથકર્તા સને ૧૯૦૨માં મળેલી જગતના મોટામોટા દાક્તરો અને ભડ રોગચિકિત્સકોની કૉંગ્રેસનો એક ઠરાવ ટાંકે છે: 'યુવાનોને શીખવવું જોઈએ કે બ્રહ્મચર્ય અને સંયમ હાનિકર્તા નથી, એટલું જ નહિ પણ વૈદ્યક અને આરોગ્યની દૃષ્ટિએ પરમ આવશ્યક છે.'

ગ્રંથકર્તા આખા વિષયનો આ પ્રમાણે ઉપસંહાર કરે છે: "આમ આખો કેસ પૂરેપૂરો સાંભળીને સમાજશાસ્ત્રીઓ અને નીતિશાસ્ત્રીઓએ પોકારીપોકારીને પોતાનો ચુકાદો જાહેર કર્યો છે: 'વિષયેચ્છા એ આહાર અને નિદ્રા જેવી વસ્તુ નથી કે જેની અમુક પ્રમાણમાં તૃપ્તિ થવી જ જોઈએ. કેટલાક અસાધારણ દાખલાઓ બાદ કરતાં, ભારે કઠિનતા કે દુઃખ વિના સ્ત્રીપુરુષને બ્રહ્મચર્ય પાળવું સુલભ છે.

સામાન્ય બાંધાના માણુસને બ્રહ્મચર્ય અને આત્મનિગ્રહથી કશો જ રોગ થવાની ધાસ્તી નથી, અને ઘણાખરા ભયંકર રોગોની ઉત્પત્તિ સ્વચ્છંદમાંથી જ છે. વધારેપડતી પુષ્ટિનો માર્ગ કુદરતે સ્વાભાવિક સ્ખલન અને રજોદર્શન દ્વારા પણ કરી જ રાખેલો છે.'

"'સંસારમાં બ્રહ્મચારીઓ જોશું તો તેઓ બીજા કોઇના કરતાં ચારિત્રમાં ઓછા બળવાન, સંકલ્પબળમાં ઓછા સમર્થ અને શરીરબળમાં જરાયે ઊતરતા નથી. લગ્ન પછી વિવાહિત જીવનની જવાબદારી પણ તેઓ બીજા કરતાં ઓછી નથી અદા કરી શકતા. આમ જે વૃત્તિ સહજ રોકી શકાય છે તેની તૃપ્તિ નથી આવશ્યક કે નથી સ્વાભાવિક.' ઉંમરે આવેલા યુવાનને તો પોતાના બળનો જેટલો સંગ્રહ થાય તેટલો સારો. તેનામાં એ ઉંમરે રોગને રોકવાની ઓછી શક્તિ હોય છે, મરણનું પ્રમાણ પણ એ ઉંમરે વધારે હોય છે. એ વિકાસકાળમાં કુદરતને પણ યુવાનનાં શરીર અને મન ઘડતાં મહેનત પડે છે. એ કઠણ સમયમાં બધી જ અતિશયતા ખોટી, પણ ખાસ કરીને વિષયેચ્છાની અકાળે ઉત્તેજના તો હાનિકારક જ છે."

# ૫

## વ્યક્તિસ્વાતંત્ર્યની દલીલ

બ્રહ્મચર્યથી શરીરને લાભ થાય છે તે ગણાવી, ગ્રંથકર્તા તેનાથી નીતિ અને બુદ્ધિને થતા લાભો હવે ગણાવે છે. એક મોટા વિદ્વાનના શબ્દોમાં તે કહે છે: 'બ્રહ્મચર્યનો તાત્કાલિક લાભ યુવાનો વધારે જોઈ શકશે. સ્મૃતિ સ્થિર અને સંગ્રાહક બને છે, બુદ્ધિ તેજસ્વી અને ફલવતી બને છે. સંકલ્પશક્તિ બળવાન બને છે, અને તેના ચારિત્રમાં જ એવો રણકાર આવી જાય છે જે સ્વેચ્છાચારીના સ્વપ્નામાંયે ન હોય. એની દૃષ્ટિ જ એવી પલટાઈ જાય છે કે તેને પોતાની આસપાસની વસ્તુમાત્રમાં સચ્ચિદાનંદ સ્વરૂપની લીલા જ લીલા દેખાય છે.' ગ્રંથકર્તા પોતે કહે છે: 'બ્રહ્મચારી યુવકનાં આનંદ, ઉલ્લાસ, પ્રસન્નતાયુક્ત આત્મશ્રદ્ધા ક્યાં અને વિષયદાસનાં અશાંતિ અને ઉન્માદ ક્યાં?' ક્યાં બ્રહ્મચારીનું સુદૃઢ, નીરોગી શરીર, અને ક્યાં સ્વેચ્છાચારીનું સડેલું, રોગધામ શરીર!'

આટલું કહ્યા પછી ગ્રંથકર્તા 'સ્વતંત્રતા'ની દલીલને હાથમાં લે છે. માણસ પોતાના શરીરની સાથે ગમે તેમ કરે, તેના

ઉપર અંકુશ શા સારુ હોય? ગ્રંથકર્તા કહે છે કે વિષયભોગની સ્વતંત્રતા ઉપર અંકુશ હોવો એ સમાજશાસ્ત્ર અને માનસશાસ્ત્ર બંને પ્રમાણે આવશ્યક છે.

સમાજશાસ્ત્રદૃષ્ટિ તે આમ રજૂ કરે છે: "સમાજજીવન જ એવી અખંડ — સજીવ — વસ્તુ છે જેમાં સ્વતંત્ર અને વ્યક્તિગત કહેવાય એવી એકે પ્રવૃત્તિ નથી. ગમે તે કાર્ય કરીએ તેનો પડઘો અજાણી અને અકલ્પ દિશાઓમાં ફેલાય છે. મનુષ્યના મનુષ્યત્વમાં જ તેનું સામાજિક હોવાપણું રહેલું છે. એકે ક્ષેત્ર એવું નથી — ધર્મ, રાજ્ય, સમાજ, અર્થ — જેમાં વ્યક્તિના કાર્યનો સમષ્ટિની સાથે સંબંધ ન હોય. અને એ સંબંધ એવો તો અનિવાર્ય છે કે સમાજ-શાસ્ત્રી બીચારો વિમાસણમાં પડે છે કે વ્યક્તિનું સ્વાતંત્ર્ય પ્રતિપાદન કરતાં મારે સંકુચિત હોવાનું જોખમ તો ન વહોરી લેવું પડે? જો માણસને અમુક સંજોગોમાં રસ્તા ઉપર થૂકવાની છૂટ ન હોય તો તેને તેના વીર્યને જ્યાંત્યાં વાવરવાની શી રીતે છૂટ હોઈ શકે? એ કાર્ય જેટલું મહત્ત્વનું છે તેટલી જ સમષ્ટિના ઉપર એની વધારે અસર પડે છે. એક યુવક અને યુવતી ભલેને એમ માને કે એક ઓરડામાં ભરાઈને તેઓ જે કૃત્ય કરે તેની સાથે જગતને કશો સંબંધ નથી. એમ માનવું એ શુદ્ધ નાદાની છે. દેશદેશ પ્રજાપ્રજાને માનવતાનું અખંડ તત્ત્વ એવી રીતે બાંધી લે છે કે ગમે તેટલું ગુપ્ત કાર્ય ગમે તેવી અભેદ્ય દીવાલોને ભેદીને અને ગમે તેવી વિશાળ સીમાઓને ઓળંગીને બહાર નીકળશે. ગર્ભાધાન અટકાવવાનો અને વિષયભોગને ખાતર જ પોતાના વીર્યનો ઉપયોગ કરવાનો હક પ્રતિપાદન કરનાર યુવાન ઇચ્છાએ કે અનિચ્છાએ સમાજમાં

અવ્યવસ્થા અને કુસંપનાં બીજ વેરે છે. મનુષ્ય પોતાના કૃત્યની જવાબદારીમાંથી ખસી નહિ જાય એ વાત ઉપર જ આખું સમાજનું મંડાણુ મંડાયેલું છે. તે માણસ પોતાની જવાબદારીમાંથી નીકળી જઈને સમાજની વ્યવસ્થાને છિન્નભિન્ન કરે છે, અને સમાજનો ચોર બને છે."

માનસશાસ્ત્રની દૃષ્ટિ તે આમ રજૂ કરે છે: "સ્વાતંત્ર્ય દેખીતું તો આરામરૂપ લાગે છે, વસ્તુતઃ એ મોટો બોજો છે. અને એના એવા બોજા હોવામાં જ એની ખૂબી રહેલી છે. એ બાંધે છે, અને ફરજ પાડે છે. વ્યક્તિને સ્વતંત્ર થવાની ઇચ્છા થાય છે, તેને પોતાપણું પ્રગટ કરવાની ધગશ છૂટે છે. એ દેખાય છે તો સહેલું, પણ તે પ્રયત્ન કરવા માંડે છે એટલે તેને જણાય છે કે કામ કેટલું અટપટું છે. આપણું નીતિજીવન એક અને અખંડ છે એ વાત સાચી. પણ આપણામાં જ્યાં પરસ્પરવિરોધી અનેક ઇચ્છાઓ, વિકારો પડેલા છે ત્યાં તે અખંડિતતા શા કામની? ભાઈ, તું ભલે કહેતો હોય કે તારે તારું પોતાપણું પ્રગટ કરવું છે, પણ હું તને પૂછું: તારે તારી દૈવ સંપત્તિને પ્રગટ કરવી છે કે આસુરી સંપત્તિને? પણ તું કદાચ જવાબ દેશે કે મારે બેમાંથી એકે નથી પ્રગટ કરવી, મારે તો મારી અખંડ સંપત્તિને પ્રગટ કરવી છે. વારુ, તો એ પણ જોજે: એ અખંડિતતા, એ સંવાદ પ્રગટ કરવાને તારે કાંઈક પસંદગી તો કરવી જ પડશે. એ સંવાદ પણ સહેલાઇથી નથી લાધતો. શરીરને જેટલું મારશે તેટલો આત્મા વધશે. ઈશુએ કહ્યું હતું: 'ઘઉંના કણનો જમીનમાં નાશ ન થાય ત્યાં સુધી તેમાંથી ફણગો ફૂટવાનો સંભવ નથી.'"

આ સંબંધમાં ગ્રંથકર્તા એક લેખકનો ઉતારો આપે છે: 'પુરુષાર્થ બતાવવો છે! પુરુષાર્થનો હક સિદ્ધ કરવો છે! એ હક નથી, ફરજ છે. સ્વતંત્રતા એટલે ઇચ્છા પ્રમાણે વર્તવાની છૂટ હોય તો તેમાં કાંઈ મૂર્છાઈ હાંકવાની જરૂર નથી, તે તો વિકારની ગુલામી છે. ખરી સ્વતંત્રતા જોઈએ, ખરા જિતાત્મા બનવું હોય, તો વિકારો સાથે અનંત લડાઈ લડવી જોઈશે.' અને આ ઉપરાંત સાચા કેળવણીકારો, ધર્મોપદેશકોએ પણ શું કહ્યું છે તે જુઓ: 'બ્રહ્મચર્યમાં સ્વાસ્થ્ય છે, અસંયમમાં અનેક રિપુઓને નોતરવાપણું રહેલું છે. બ્રહ્મચર્યનો પહેલી-વાર ભંગ કરનાર યુવાન ભલે સમજે કે તે ઘડીકની ગમ્મત કરી લે છે, પણ તે તો ચેતનની બાજી ખેલે છે. એ ચેતનનો એકવાર નાશ કર્યા પછી ફરીફરીને તેની ઇચ્છા પ્રગટે છે, અને તે જિતાત્મા મટીને કામદાસ બને છે. અનેક ખીલતાં જીવનો આમ એકવાર અજાણ્યે બ્રહ્મચર્યભંગ કર્યાથી ધૂળ મળ્યાં છે.'

એક શરીરશાસ્ત્રનો મહાઅધ્યાપક કહે છે: 'ઊગતી વિષયેચ્છાની અનીતિભરી તૃપ્તિ અનીતિ હોવા ઉપરાંત શરીરને માટે બહુ હાનિકારક છે. એને વશ થયા કે તે સવાર થઈ બેસે છે, અને એક પછી એક તૃપ્તિ થતી જાય છે કે તેવી ટેવ ઘર ઘાલે છે.'

આ ઉતારાઓને અંતે ગ્રંથકર્તા આખી દલીલને નીચેના ઉતારાથી સમેટી લે છે: 'વિષયેચ્છા એવી છે કે બુદ્ધિ અને સંકલ્પશક્તિ બન્નેના અંકુશને એ આધીન છે. વિષયેચ્છા એ વિષયેચ્છા જ છે, પણ વિષયની હાજત તો નથી જ; કારણ એ હાજત એવી નથી કે તે સંતોષાય નહિ તો જીવન ન

ચાલે. એ હાજત છે જ નહિ, છતાં ઘણા લોકો માને છે કે એ છે, અને પછી વિષયભોગને આવશ્યક ગણે છે. એ કૃત્યમાં કંઈ કુદરતી કાયદાને વશ થવાપણું નથી; એ તો શુદ્ધ સ્વેચ્છાથી થતું જ કૃત્ય છે, જેની પાછળ સંકલ્પ રહેલો છે, વિચાર રહેલો છે, બુદ્ધિ રહેલી છે, અને એનો જેટલો સંયમ કરવો હોય તેટલો સ્વેચ્છાએ થઈ શકે છે.'

# ૬

## આજીવન બ્રહ્મચર્ય

બ્રહ્મચર્ય અને સંયમનો મહિમા ગ્રંથકર્તાએ બતાવ્યો. હવે એ અવિવાહિત કાળનું બ્રહ્મચર્ય જ નહિ પણ આજીવન બ્રહ્મચર્ય કેટલું શક્ય છે અને કેટલું મહત્ત્વનું છે તેની એક પ્રકરણમાં ચર્ચા કરે છે. આ રહ્યું એમનું વિધાન:

"વિષયદાસત્વમાંથી મુક્તિ આપનારા આજીવન બ્રહ્મચર્ય પાળનારા વીરોમાં એવાં યુવકયુવતીઓ પડ્યાં છે કે જેઓ કોઈ જીવનકાર્યનો નિશ્ચય કરી લઈ તેને વરે છે, અને બીજું લગ્ન કરવાની ના પાડે છે. કોઈએ પોતાનાં માતપિતાની સેવા એ કર્તવ્ય માન્યું હોય છે, તો કોઈએ પોતાના નમાયાં ભાઈભાંડુઓનાં માતપિતાનું સ્થાન લેવાનો નિશ્ચય કર્યો હોય છે. કોઈ કળા અને વિજ્ઞાનને પોતાનું જીવન અર્પણ કરીને બેઠો હોય છે, તો કોઈ પીડિત અને રોગીઓની સેવાને અથવા શિક્ષણકાર્યને વરેલો હોય છે. આ નિશ્ચયના પાલનમાં કોઈને પોતાના વિકારોની સાથે ભારે યુદ્ધ ખેડવાં પડ્યાં હોય છે, તો કોઈનો રસ્તો પરમાત્માએ સાફ રાખ્યો હોય છે. ગમે તેમ હોય, સૌ પોતપોતાના મન સાથે અથવા

ઈશ્વરની આગળ પ્રતિજ્ઞા કરી લે છે કે જે ધ્યેયને વર્યા તે વર્યા, બીજા લગ્નનો વિચાર કરવો એ વ્યભિચાર છે. માઈકેલ એન્જેલોને કોઈએ વિવાહ કરવાની સૂચના કરી, ત્યારે તેણે કહેલું: 'ચિત્રકળા મારી એવી સહચરી છે કે તે કોઇ સપત્ની સાંખી નથી શકતી.' ''

ગ્રંથકર્તાના આ અભિપ્રાયને હું વિવિધવિવિધ વ્યવસાયવાળા યુરોપિયન મિત્રોના અનુભવથી અનુમોદન આપી શકું છું—એવા ઘણાયે મિત્રો આજીવન બ્રહ્મચર્ય પાળનારા જોયા છે. માત્ર હિંદુસ્તાનમાં જ બાળક જન્મ્યું ત્યારથી આપણે તેના વિવાહની વાતો કરીએ છીએ. માબાપને પોતાનાં બાળકોને પરણેલાં પૈસેટકે સુખી થયેલાં જોવા સિવાય બીજો કશો વિચાર કે મનોરથ નથી હોતો. આમાંની પહેલી વસ્તુથી મન અને શરીર અકાળે ક્ષીણ થઈ જાય છે; અને બીજી વસ્તુથી આળસને ઉત્તેજન મળે છે અને માણસ બીજાના શ્રમ ઉપર જીવનારો આઇતરામ બની જાય છે. બ્રહ્મચર્ય અને નિર્ધનતાનું વ્રત લેવું તો અતિશય વસમી વસ્તુ છે એમ આપણે કહીએ છીએ, તેમાં અસાધારણતા આરોપીએ છીએ. મહાત્માઓ અને યોગીઓ જ તે સાધી શકે એમ કહીએ છીએ, અને એ લોકો તો વિરલ છે એમ કહીને સંતોષ માનીએ છીએ. પણ આપણને ભાન નથી હોતું કે સાચું મહાત્માપણું અને યોગ જે સમાજનું તળિયું આવી ગયેલું છે તે સમાજમાં હોઈ શકે જ નહિ. પેલા સસલા અને કાચબાની શરતની જેમ દુરાચાર અને સદાચારની શરત ચાલી રહી છે. દુરાચાર સસલાની જેમ લાંબી ફલાંગ મારે છે, સદાચાર કાચબાની જેમ ધીમે પણ અચૂક પગલે ચાલે છે.

એ ન્યાયે પશ્ચિમનો વ્યભિચાર આપણી પાસે વીજળી વેગે આવી પહોંચે છે, અને તેની ચિત્રવિચિત્ર મોહિનીથી તે આપણને આંજે છે, અને સતનું ભાન ભુલાવે છે. ઘડી-ઘડીએ તારો મારફત અને દરરોજ પરદેશી માલ લઈને આવતી આગબોટો મારફત આપણા ઉપર પશ્ચિમનો ઝગમગાટ ચાલ્યો જ આવે છે. અને તેમાં અંજાઈને આપણને બ્રહ્મચર્યનું વ્રત લેતાં જાણે શરમ આવે છે અને નિર્ધનતાના વ્રતને પાપ માની બેસવાની અણીએ પહોંચીએ છીએ. પણ પશ્ચિમ એ હિંદુસ્તાનમાં જેનું દર્શન થાય છે એવી જ પશ્ચિમ નથી. જેમ દક્ષિણ આફ્રિકાના ગોરા ત્યાં વસેલા હિંદીઓને જોઈને આપણું ખોટું માપ કાઢે છે, તેમ પશ્ચિમથી જે માણસો અને માલ અહીં રોજરોજ આવ્યે જાય છે તેથી પશ્ચિમનું માપ કાઢશું તો તેને અન્યાય કરશું. જે તેના ભ્રામક બાહ્યની પાર જઈને તળિયે જઈ જોશે તેને જણાશે કે પશ્ચિમમાં પવિત્રતા અને વીર્યનો નાનકડો પણ અખૂટ ઝરો પડ્યો છે. યુરોપના બળતા રણમાં ક્યાંકક્યાંક લીલાંછમ સ્થાનો જોવામાં આવે છે, જ્યાંથી જેને જોઈએ તેને પરમ સ્વચ્છ જીવનોદક—અમૃત—પીવાનું મળે છે. સેંકડો સ્ત્રીઓ અને પુરુષો કશા ઢોલ વગાડ્યા વિના નમ્રપણે કેવળ કોઈક સ્વજનની અથવા દેશની સેવાને અર્થે આજન્મ બ્રહ્મચર્ય અને નિર્ધનતાની પ્રતિજ્ઞા લે છે. ધર્મને જાણે વ્યવહારની સાથે કશી લેવાદેવા ન હોય, અને હિમાલયનાં જંગલોમાં અને કોઈ અગમ્ય ગુફામાં બેઠેલા કોઈ જોગી માટે જ તેનું પાલન રાખવામાં આવ્યું હોય એવી રીતે આપણે ઘણીવાર ધર્મ વિષે પ્રલાપ કરીએ છીએ. જે ધર્મને વ્યવહારની સાથે કશી લેવાદેવા નથી, જે ધર્મની

વ્યવહાર ઉપર અસર પડતી નથી તે ધર્મ ધુમાડાના બાચકા જેવો છે. જે યુવાનો અને યુવતીઓ માટે 'યંગ ઇંડિયા' અને 'નવજીવન' દર આઠ દહાડે લખાય છે તેઓ સમજે કે તેમણે પોતાની આસપાસનું વાતાવરણ શુદ્ધ કરવું હોય અને પોતાની નબળાઇ દૂર કરવી હોય તો બ્રહ્મચર્ય પાળવું એ તેમનું કર્તવ્ય છે, અને તેઓ ધારે છે તેટલું તે કઠિન નથી.

પણ પાછા આપણે ગ્રંથકર્તાને સાંભળીએ: "ઘણાએ લગ્ન કરવું જ જોઈએ એવો નિયમ હોય એમ માની લઈએ તો-પણ બધા જ પરણી શકે અથવા પરણવું જોઈએ એમ તો નથી જ. અગાઉ કેવાકેવા માણસો બ્રહ્મચારીજીવન ગાળે છે તે જોઈ ગયા. તે ઉપરાંત કેટલા એવા છે કે જેમને બ્રહ્મચર્ય નછૂટકે પાળવું પડે છે: (૧) ધંધાના અથવા ગરીબીના કારણે જેમને ફરજિયાત લગ્ન મુલતવી રાખવું પડે છે; (૨) જેને પોતાને યોગ્ય વર અથવા વધૂ મળતી નથી; અને (૩) જેને એવી ખોડો અથવા રોગો હોય કે જે સંતાનમાં પણ ઊતરવાનો ભય હોય છે ઉત્તમ કાર્ય અથવા ધ્યેયને માટે બ્રહ્મચર્ય પાળનારાં સશક્ત અને સસાધન સ્ત્રીપુરુષોના બ્રહ્મચર્યવ્રતથી આવાં નછૂટકે બ્રહ્મચર્ય પાળનારા માણસોને ઉત્સાહ અને આશા મળશે. પેલા વ્રતીઓ તો બ્રહ્મચારીજીવનને અપૂર્ણ જીવન નહિ પણ પૂર્ણ જીવન, ઓછા આનંદનું નહિ પણ પરમાનંદનું જીવન માને છે. તેમના જીવન કુંવારા અને વિવાહિત બંનેને દીવાદાંડીરૂપ છે."

ફોકટર નામક શિક્ષણશાસ્ત્રીનો અભિપ્રાય ટાંકતાં ગ્રંથ-કર્તા કહે છે: "બ્રહ્મચારીવ્રત અનેક વિકારો અને પશુવૃત્તિઓ

ઉપર ભારે અંકુશરૂપ થઈ પડે છે. વિવાહિત જીવન પણ એક કવચ સમાન છે. સ્ત્રીપુરુષ એકબીજાને પોતાના વિષયના સાધન માનવાને બદલે સ્વતંત્ર મુક્ત આત્માઓ માનતાં થાય છે. બ્રહ્મચર્યની મજાક કરનાર સમજતા નથી કે તેમની મજાકથી તો વ્યભિચાર અથવા અનેકપત્નીત્વ ફલિત થાય છે. જો વિષયેચ્છાને તૃપ્ત કર્યા જ કરવી જોઈએ એમ સ્વીકારી લઈએ તો વિવાહિતે પણ શા સારુ શિયળ જાળવવું? ઘણાં વિવાહિત જોડાંમાં એક એવું અશક્ત હોય છે કે તેને લીધે પણ બંનેને બ્રહ્મચર્ય આવશ્યક થઈ પડે. બ્રહ્મચર્યનો મહિમા જેટલે અંશે સ્વીકારશું તેટલે અંશે એકપત્નીવ્રતના આદર્શને આપણે ચડાવશું.'

## ૭

## વિવાહનો પવિત્ર સંસ્કાર

આજીવન બ્રહ્મચર્યના પ્રકરણ પછી વિવાહની આવશ્યકતા તથા અખંડિતતા વિષે પ્રકરણો આવે છે. આજીવન બ્રહ્મચર્ય એ શ્રેષ્ઠ દશા છે એવો આગ્રહ રાખતા છતાં ગ્રંથકર્તા કબૂલ કરે છે કે જનસમૂહ માટે તો એ શક્ય ન હોઈ વિવાહનું બંધન સ્વીકારવું એ ધર્મ થઈ પડે છે. જો વિવાહનાં હેતુ અને મર્યાદા બરોબર સમજાય તો ગર્ભાધાન અટકાવનારાં સાધનોની કોઈ હિમાયત ન કરે. જે ભ્રષ્ટાચાર આજે વ્યાપી રહ્યો છે તેનું કારણ તો ખોટું નીતિશિક્ષણ છે. કેટલાક 'આગળપડતા' લેખકો વિવાહના બંધનની મજાક ઉડાવે છે. તેમને વિષે ગ્રંથકર્તા કહે છે: 'સુભાગ્યે નીતિની ગંધ પણ જેમને નથી એવા આ અર્ધનીતિશાસ્ત્રીઓના મતની કશી ગણના નથી, કારણ માનસશાસ્ત્રી અને સમાજશાસ્ત્રીઓનો તેવો મત નથી. એ નાટકચેટક દ્વારા ભ્રષ્ટાચારને પોષનારાના અને વિચારશીલ શાસ્ત્રીઓના મત વચ્ચે આસમાન જમીનનો ભેદ છે.'

નિરંકુશ પ્રેમની દલીલને મોં. બ્યૂરો ફેંકી દે છે. વિવાહ તો સ્ત્રીપુરુષનો આજીવન સહચાર અને ધર્મસંબંધ છે: વિવાહ એ કાંઈ કરાર નથી, પવિત્ર સંસ્કાર છે. એ સંસ્કારથી મનુષ્ય પશુ મટી મનુષ્યની જેમ ટટાર ચાલતો થાય છે. પરણ્યાં એટલે એકબીજાની સાથે ગમે તેમ વર્તવાનો હક મળી જાય છે એ વાત ખોટી છે, અને એકબીજાની સાથે ભેગા થતાં પણ પોતાને ગમે તે રીતે ભોગ ભોગવવાનો તેમને હક મળતો નથી. સંયમ વિવાહિત જીવનમાં પ્રવેશ ન કરે તો વિવાહિત જીવનનો હેતુ જ નષ્ટ થાય છે. સેંટ ફ્રાન્સિસ ઑફ સેલ્સ કહે છે: 'જલદ દવા લેવામાં હમેશાં જોખમ તો રહેલું છે જ, વધારે લેવાય તો નુકસાન થાય, બરોબર તૈયાર ન થયેલી હોય તો નુકસાન થાય; તેમ જ વિવાહ પણ વ્યભિચાર અટકાવવાને માટે યોજેલી દવા છે. દવા સારી છે, પણ જલદ છે; એટલે વિવેક વિના વપરાય તો નખ્ખોદ વાળે.'

આ પછી ગ્રંથકર્તા વિવાહસંબંધની અખંડિતતા ઉપર આવે છે. એકપત્નીવ્રત અને એકપતિવ્રતના જ તે આગ્રહી છે. તે કહે છે: "માણસને ફાવે તો વિવાહ કરે ન ફાવે તો ન કરે, એ વાત બરોબર નથી; અને પરણેલા ગમે ત્યારે છૂટાછેડા કરી શકે છે એ વળી એથી પણ ખોટી વાત છે. તેમની સ્વતંત્રતા તો જ્યારે તેઓ એકબીજા સાથે પુણ્યસંબંધમાં જોડાયા ત્યારે બતાવાઈ ચૂકી. અતિશય વિચાર, વિવેક અને જ્ઞાનપૂર્વક એ બંધનમાં બન્ને જોડાય છે. પણ એકવાર વિવાહ જોડાયો અને બંને પતિપત્ની બની ચૂક્યાં કે પછી તેમનો સંબંધ તેમનો જ નથી રહેતો, તેની અસર તેમની પાર જઈને આખા સંસારને વિષે વ્યાપે છે. તેમને ભલે કશી અસર

ન લાગતી હોય—આજનો જમાનો જ એજવાબ વ્યક્તિ-સ્વાતંત્ર્યનો છે. પણ ગૃહધર્મ તૂટ્યાથી સમાજને જે પારાવાર નુકસાન થાય છે, શુદ્ધ એકપત્નીવ્રત ધર્મ મટીને વિષયેચ્છા જ ધર્મ થઈ પડે છે ત્યારે સમાજને જે પારાવાર નુકસાન થાય છે તેથી એ અસરની ખબર પડે છે. આવાં પરિણામોનું જેને ભાન છે તે મનુષ્ય સંસ્થાઓમાં વિકાસ થાય છે માટે વિવાહની સંસ્થામાં પણ વિકાસ થવો જોઈએ એ વાતથી પોતાની નીતિ બદલવાનો નથી. વિવાહમાં વિકાસ થાય એટલે વિવાહનું બંધન વધારે સજ્જડ બને, વિવાહ વધારે શુદ્ધ બને. આજે તો લગ્નની અખંડિતતા ઉપર હુમલા થાય છે, અને તલાક એકબીજાની મરજીથી આપી શકાય એવો આગ્રહ ધરવામાં આવે છે. પણ વિકાસ જેમજેમ થતો જશે તેમ-તેમ જણાશે કે જે બંધન આજે ધર્મને નામે અખંડિત ગણાય છે તે વ્યષ્ટિ અને સમષ્ટિ બંનેના હિતને માટે અખંડિત હોવું આવશ્યક છે. વિકાસ આપણે કરીએ છીએ, પણ પ્રજાની પ્રગતિ કઈ શરતે થશે તે તો જરા વિચારી જોઈએ. વ્યક્તિમાં જવાબદારીનું ભાન વધે, વ્યક્તિ પોતાની મેળે જ સંયમી બને, ધૈર્ય અને ઉદારતાની વૃદ્ધિ થાય, સ્વાર્થવૃત્તિ ઉપર અંકુશ મુકાય, ક્ષણિક વિકારોને વશ થવાને બદલે સ્નેહના શાશ્વત સંબંધને આગળ મૂકતા જવાય તો જ મનુષ્યની ઉન્નતિ અને પ્રગતિ થવાની છે; તો જ સમાજ સંસ્કૃતિની ઊંચી દશાએ પહોંચશે. અને આર્થિક પ્રગતિ એ સામાજિક પ્રગતિની પાછળપાછળ જાય છે. સમાજમાં છિન્નભિન્નતાને બદલે મેળ, સંપ, પ્રેમ હોય તો સમાજની પ્રગતિ થાય, અને સમાજની સમૃદ્ધિ પણ વધે. એટલે

વિષયસંબંધની અનેક રીતોની યોગ્યતાઅયોગ્યતાનો નિર્ણય આ રીતે થઈ શકે: આપણા સમાજજીવનને વધારે સંઘટ્ટ અને બળવાન બનવા માટે કઈ રીત સુયોગ્ય છે? કઈ રીતથી જીવનને જુદેજુદે સમયે જવાબદારીનું અતિશય ભાન વધે, આત્મત્યાગ વધે, અને સ્વાર્થવૃત્તિ ને સ્વેચ્છાચાર ઘટે? આ રીતે આ પ્રશ્ન વિચારશું ત્યારે એકપત્નીત્વ અને એકપતિત્વનો નિયમ જ સૌથી અધિક પથ્ય જણાશે—એ નિયમ જ એમાં રહેલી સંયમશિક્ષાને લીધે સુધારામાં વધેલા સમાજોનો કાયમનો વારસો છે એમ સમજાશે, અને પ્રગતિ થતાં વિવાહ-સંબંધમાં શિથિલતા આવવાને બદલે દૃઢતા આવશે. વધારે સમાજજીવનને માટેની તૈયારીનું કેન્દ્ર—એટલે કે જવાબદારી, સહાનુભૂતિ, સંયમ, પરસ્પર સહિષ્ણુતા અને પરસ્પર શિક્ષણની તાલીમનું કેન્દ્ર કુટુંબ—છે; અને એ કેન્દ્ર છે કારણ કુટુંબ કાયમ નભે છે, અને અખંડ છે; અને એ કાયમ નભે છે માટે જ કૌટુંબિક જીવન વધારે ગાઢ, વધારે સ્થિર અને માણસમાણસની વચ્ચેના સંબંધને માટે વધારે યોગ્ય બને છે. એક અને અખંડ વિવાહ એ માનવસમાજજીવનની નાડી છે અથવા હૃદય છે એમ કહીએ તો ચાલે. ગ્રંથકર્તા ઑગસ્ત કોંતનો અભિપ્રાય ટાંકે છે: 'આપણાં ચિત્ત એટલાં અસ્થિર છે કે સમાજે આ બાબત હાથમાં લઈ આપણને અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થતા અટકાવવા જોઈએ. વિવાહનો હેતુ વિષયતૃપ્તિ હોઈ જ ન શકે.'

દા. ટુલુઝ કહે છે: "પ્રેમભાવના એવી જાલિમ છે કે તેને વશ થયા વિના ચાલે જ નહિ, એ ભ્રમને લીધે વિવાહિત જીવન કંટકમય બને છે. માણુસનો ખાસ સ્વભાવ, અને તેના

વિકાસનો ઝોક તો ઇચ્છા અને વિકારોથી સ્વતંત્ર બનવા તરફ હોવો જોઈએ. બાળક સ્થૂળ હાજતો અટકાવતાં શીખે, યુવક પોતાના વિકાર રોકતાં શીખે—એ જ સંસ્કારી અને સુવ્યવસ્થિત સમાજનું લક્ષણ છે. એ કાંઈ પોથીમાંનાં રીંગણાં નથી, એ વ્યવહારસિદ્ધ વાત છે. આત્માને વશ વર્તવાનો જ આપણો સ્વભાવ હોઈ શકે, ઇંદ્રિય કે વિકારોને નહિ. આપણે જેને સ્વભાવનું ખોટું નામ આપીએ છીએ તે તો કેવળ નબળાઈ છે. જે માણસ ખરો બળવાન છે તે તો પોતાની શક્તિઓનો ટાંકણે સદુપયોગ કરશે."

## ૮

## ઉપસંહાર

હવે આ લેખમાળા પૂરી કરવાનો સમય આવ્યો છે. એક જમાનામાં માલ્ટસે દુનિયાની વસ્તી વધી પડી છે, અને માનવજાતિનો નાશ ન થવા દેવો હોય તો સંતતિનિયમન થવું જોઈએ, એમ જાહેર કરીને તે વેળાના લોકોને ચોંકાવ્યા હતા. આ માલ્ટસના સિદ્ધાન્તની સમીક્ષામાં મોં. બ્યૂરો ઊતરે છે. પણ આપણે તેની સાથે સંબંધ નથી. એટલું જાણવું જરૂરનું છે કે સંતતિનિયમન આત્મસંયમથી થવું જોઈએ એવો માલ્ટસનો આગ્રહ હતો. જ્યારે તેના આજકાલના ચેલાઓ સંયમનો નહિ પણ વિષયભોગનાં પરિણામ અટકાવવાને માટે રસાયનિક અને યાંત્રિક સાધનો વાપરવાનો આગ્રહ કરે છે. મોં. બ્યૂરો પણ આત્મસંયમ દ્વારા સંતતિનિયમન કરવાના બહુ પક્ષમાં છે, અને આપણે જોઈ ગયા તેમ રસાયનિક અને યાંત્રિક સાધનોના ઉપયોગનો સખત વિરોધ કરી તેના ત્યાગનો જ આગ્રહ કરે છે. આ પછી તેમણે મજૂરવર્ગની સ્થિતિનો વિચાર કર્યો છે, અને તેમનામાં જન્મનું પ્રમાણ કેટલું છે તે

ત્પાસ્યું છે, અને આખરે વ્યક્તિની સ્વતંત્રતાને અને વળી દયાને નામે જે ભયંકર ભ્રષ્ટાચાર ચાલી રહ્યો છે તેને અટકાવવાના ઉપાયની ચર્ચા કરીને પોતાનું પુસ્તક પૂરું કર્યું છે. લોકમતને દોરવાને અને નિયમમાં રાખવાને વ્યવસ્થિત પ્રયત્ન કરવાની તે સૂચના કરે છે, અને આ બાબતમાં સરકાર વચ્ચે પડી કાયદા કરે તો સારું એમ કહી આખરે ધર્મભાન જાગૃત થાય તો જ કાયમનું પરિણામ આવે એમ જણાવે છે. નીતિનું દેવાળું સામાન્ય ઉપાયોથી અટકાવ્યું અટકે એમ નથી; અનીતિને નીતિ ગણવામાં આવે, નીતિને નબળાઈ, વહેમ અને અનીતિ તરીકે વખોડી નાંખવામાં આવે ત્યારે તો ન જ અટકી શકે. અને ગર્ભાધાનનિરોધનાં સાધનોના ઘણા હિમાયતીઓ સંયમ અને બ્રહ્મચર્યને અનાવશ્યક અને હાનિકારક પણ માને છે. આવી દશામાં ધર્મની જ મદદ લઈને નિરંકુશ પાપાચાર ઉપર કાર્યસાધક અંકુશ નાંખી શકાય. વ્યક્તિ અને સમષ્ટિના જીવનમાં સાચું ધર્મભાન મોટો પલટો લાવી દે છે. ધર્મજાગૃતિ એટલે નૈતિક ઊથલપાથલ, પરિવર્તન, પુનર્જન્મ અને મોં. બ્યૂરોના મત પ્રમાણે ફ્રાન્સ આજે જે નરક તરફ પ્રયાણ કરી રહ્યું છે ત્યાં જતું તેને અટકાવવાને માટે આવું જ કોઈ પરિવર્તનકારક બળ જોઈએ.

પણ હવે આપણે ગ્રંથકાર અને તેમના પુસ્તકની રજા લઈએ. ફ્રાન્સની અને હિંદની સ્થિતિ સરખી નથી. આપણે ત્યાં નિરાળો પ્રશ્ન છે. આપણે ત્યાં ગર્ભાધાન અટકાવનારાં સાધનોનો વપરાશ જ્યાંત્યાં પેઠો નથી. શિક્ષિત વર્ગોમાં પણ તેનો ભાગ્યે જ પ્રચાર થયો કહેવાય. તેથી આવાં સાધનોના ઉપયોગનો બચાવ કરી શકાય એવો હિંદુસ્તાનમાં કોઈ પણ

સંજોગ નથી. શું આપણે ત્યાં મધ્યમ વર્ગના લોકો વધારે-પડતાં બાળકોથી અકળાઈ ગયા છે? કોઈ છૂટાછવાયા દાખલા લઈને તમે સિદ્ધ ન જ કરી શકો કે મધ્યમ વર્ગમાં બાળક-જન્મનું પ્રમાણ વધી ગયું છે. હિંદુસ્તાનમાં તો ગર્ભાધાન અટકાવવાનાં સાધનોનો ઉપયોગ વિધવાઓ અને બાળવધૂઓ કરે એવી હિમાયત થતી જાણી છે. એટલે એમ કરીને વિધવાઓના સંબંધમાં તેઓ ગેરકાયદેસર બાળપ્રસવ અટકાવવા માગે છે, ગુપ્ત વ્યભિચાર અટકાવવા નથી ઇચ્છતા. બાળવધૂઓની બાબતમાં કુમળી વયની બાળા સગર્ભા થાય તેનો તેમને ડર છે, તેના ઉપર બળાત્કાર થાય તેનો ડર નથી. આ પછી નબળા, નિર્વીર્ય યુવાનો આવે છે જેમને પોતાની અથવા પારકાની સ્ત્રીઓ સાથે સંભોગ ચાલુ રાખવો છે, છતાં જેને તે પાપ સમજે છે તે પાપનાં પરિણામોમાંથી બચી જવું છે. હું જણાવવાને હિંમત ધરું છું કે સંભોગ ઇચ્છતાં છતાં સંતાન ઉત્પન્ન કરવાના ભારમાંથી નીકળી જવા ઇચ્છતા હોય એવાં સંપૂર્ણ હૃષ્ટપુષ્ટ સ્ત્રીપુરુષો હિંદુસ્તાનની વસ્તીના મહાસાગરમાં ખોબા જેટલાં છે. એ જૂજ જેટલાં માણસોએ પોતાનો દાખલો લઈને એવી દૂષિત રીતનો બચાવ ન કરવો જોઈએ કે જેનો હિંદુસ્તાનમાં પ્રચાર થાય તો દેશની યુવાન પ્રજાનું સત્યાનાશ વળ્યા વિના રહે નહિ. અતિશય કૃત્રિમ શિક્ષણને લીધે દેશની યુવાન પ્રજાની શરીર અને મનની શક્તિ હણાઈ ગઈ છે. આપણે ઘણાખરા બાળવિવાહની ઉત્પત્તિ છીએ. આરોગ્ય અને સ્વચ્છતાના નિયમોની અવગણનાને લીધે આપણાં શરીર ખવાઈ ગયાં છે. આપણો દૂષિત અને અપૂર્ણ ખોરાક, અને તેમાં વપરાતા સત્ત્વશોષક મસાલાથી આપણું જઠર

તદ્દન નિષ્ક્રિય થઈ ગયું છે. આજે આપણને ગર્ભાધાનનિરોધક સાધનોના ઉપયોગની અને પશુવૃત્તિને નિરંકુશ તૃપ્તિની તાલીમ નથી જોઈતી, પણ પશુવૃત્તિને મર્યાદિત કરવાની અને અમુક માણસોને સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળવાની તાલીમની આવશ્યકતા રહેલી છે. ઉપદેશ અને પ્રત્યક્ષ ઉદાહરણથી આપણને આજે એવું શીખવાની જરૂર રહી છે કે આપણાં તન અને મનને નબળાં ન જ રાખવાં હોય તો બ્રહ્મચર્ય સંપૂર્ણ શક્ય છે અને પરમ આવશ્યક છે. આજે પોકારીપોકારીને આપણને કહેવાની જરૂર છે કે જો આપણે ઠીંગૂજીની પ્રજા ન રહેવું હોય તો આપણે વીર્યનો રોજ નાશ કરવાને બદલે તેનો સંગ્રહ કરવો જોઈએ અને તેમાં વૃદ્ધિ કરવી જોઈએ. આપણી જુવાન વિધવા બહેનોને કહેવું જોઈએ કે ગુપ્ત પાપાચાર કરવાને બદલે હિંમતથી બહાર પડી લગ્ન કરવાની માગણી કરો, જેટલો હક જુવાન વિધુરોનો લગ્ન કરવાનો છે તેટલો જ તમારો છે. લોકમતને આપણે એટલે અંશે કેળવવાની જરૂર છે કે જેથી બાળલગ્ન અશક્ય થઈ જાય. આજે જે અવ્યવસ્થિતપણું, કઠણ અને અનવરત કામ કરવાની અરુચિ, સખત મહેનત કરવાની શારીરિક અશક્તિ, ભારે ઉત્સાહથી આરંભેલાં સાહસોનું ભાંગી પડવું અને નવું ઉત્પન્ન કરવાની શક્તિનો અભાવ આજકાલ જ્યાંત્યાં દેખાય છે, એ બધાં અતિશય વિષયભોગનાં પરિણામ છે. હું આશા રાખું છું કે જુવાન પ્રજા પોતાના મનને એમ ન ફોસલાવે કે સંતાન ન ઉત્પન્ન થતાં હોય તો કેવળ વિષયભોગથી કશી હાનિ નથી, નબળાઈ આવતી નથી. ખરી વાત તો એ છે કે સંતાન ઉત્પન્ન થતાં અટકાવવાનાં કૃત્રિમ સાધનો સાથે થતી વિષયભોગની

ક્રિયા સંતાનઉત્પત્તિની જવાબદારીથી થતી તે ક્રિયા કરતાં ભારે વધુ શક્તિ હરી લેનારી છે.

'मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः'

આપણે આપણા મનને એમ મનાવતા થઈએ કે વિષયતૃપ્તિ આવશ્યક છે, તેમાં હાનિ નથી અને પાપ નથી, તો આપણે જરૂર વિષયેન્દ્રિયને બહેકી જવા દઈશું, અને તેને રોકવાને અશક્ત જ રહીશું. પણ જો આપણાં મનને આપણે એમ મનાવતાં શીખ્યા હોઈએ કે આવી રીતની તૃપ્તિ હાનિકારક છે, પાપમય છે, અનાવશ્યક છે અને અંકુશમાં રાખી શકાય એમ છે, તો આપણને સમજાશે કે આત્મનિગ્રહ એ તદ્દન સાધ્ય વસ્તુ છે. નવાં સત્યને અને કહેવાતા માનવસ્વાતંત્ર્યને બહાને ઉન્મત્ત પશ્ચિમ આપણને સ્વેચ્છાચારની જે મદિરા મોકલી રહી છે તેથી આપણે સો ગાઉ દૂર રહેવું જોઈએ. આથી ઊલટું, પશ્ચિમના જ્ઞાની માણસોની અનુભવ-વાણી દ્વારા કોકવાર આપણને જે પથ્ય, સુખકર સલાહ મળે છે તે સાંભળતા થઈએ તો સારું — એટલે કે આપણા પૂર્વજોના પ્રાચીન જ્ઞાનની પૂંજી આપણે તદ્દન ખોઈ બેઠા હોઈએ તો.

ચાર્લી ઍંડ્રુઝે 'ઓપન કોર્ટ' નામના માસિકમાં આવેલો મિ. હેરનો પ્રજનન અને ઉત્પાદન નામનો એક હકીકતથી ભરેલો લેખ મોકલ્યો છે. એ અતિશય તર્કશુદ્ધ શાસ્ત્રીય નિબંધ છે. તેમાં લેખક બતાવે છે કે બધાં શરીરો બે પ્રકારની ક્રિયા કરે છે: "શરીરને બાંધવાને માટે આંતરશક્તિનું ઉત્પાદન અને વંશવૃદ્ધિ માટે બાહ્ય પ્રજનન. આંતરશક્તિનું ઉત્પાદન વ્યક્તિને માટે અત્યાવશ્યક છે, અને પ્રધાન કાર્ય છે: બાહ્ય પ્રજનન સૂક્ષ્મપિંડ વધી પડવાને લીધે થાય છે, અને તે ગૌણ

છે.... એટલે જીવનનો નિયમ એ છે કે પ્રથમ આંતરશક્તિ ઉત્પન્ન કરવા માટે સૂક્ષ્મપિંડની પુષ્ટિ કરવી જોઈએ અને પછી પ્રજોત્પત્તિ માટે. શરીર નબળું હોય તો તો આંતરશક્તિ ઉત્પન્ન કરી તેને પુષ્ટ રાખવાનું જ પ્રથમ કર્તવ્ય થઈ પડે છે, અને પ્રજનનને સમૂળું બંધ રાખવું પડે છે. એમ જોતાં બ્રહ્મચર્ય અને તપશ્ચર્યા સુધી આપણે કેમ પહોંચ્યા તે ખબર પડે છે. આંતરશક્તિનું ઉત્પાદન તો કદી બંધ રહી જ ન શકે, બંધ રહે તો મરણ થાય. આમ જોતાં મરણ સામાન્ય રીતે કેવી રીતે ઊપજે છે તે પણ સમજાય છે." પ્રજોત્પત્તિની ક્રિયા જીવન-શાસ્ત્રની પરિભાષામાં વર્ણવીને લેખક કહે છે: " સુધરેલા લોકોમાં વિષયસંભોગ પ્રજોત્પત્તિને માટે જરૂરના કરતાં ઘણો વધારે ચાલે છે. અને તે આંતરશક્તિને ભોગે ચાલે છે, એટલે પરિણામે રોગ, મૃત્યુ અને બીજી અનેક બલાઓ નીપજે છે."

હિંદુ તત્ત્વજ્ઞાનનો કક્કો પણ જાણનારને મિ. હેરના નિબંધમાંનો નીચેનો ફકરો સમજવામાં મુશ્કેલી નહિ પડે:

" પ્રજનનની ક્રિયા યાંત્રિક નથી, યાંત્રિક હોઈ શકે નહિ. સૂક્ષ્મ જીવસૃષ્ટિમાં પિંડવિભક્તિથી ઉત્પત્તિ થાય છે તેવી જ સજીવ ક્રિયા તે છે. એટલે કે એમાં બુદ્ધિ અને સંકલ્પ રહેલાં છે. એક જીવમાંથી બીજો જીવ ઉત્પન્ન થાય અને જુદો પડે તે કેવળ યાંત્રિક રીતે જ થાય છે એમ માનવું અકલ્પ્ય છે. હા, એ વાત સાચી કે આ મૂળની ક્રિયા એટલી તો અજ્ઞાત રીતે થાય છે કે તેમાં મનુષ્ય અથવા પશુની સંકલ્પશક્તિ રહેલી નથી એમ લાગે, પણ ઘડીક વિચાર કરતાં જણાશે કે જેમ સંપૂર્ણ વિકસિત મનુષ્યની સંકલ્પશક્તિથી જ તેની બાહ્ય ક્રિયાઓ અને કાર્યો બુદ્ધિ દ્વારા થાય છે — બુદ્ધિનું

એ કાર્ય જ છે—તેમ શરીરરચનાની પ્રાથમિક ક્રિયાઓ પણ અમુક સંજોગોની અંદર રહીને, બુદ્ધિથી દોરાયેલી સંકલ્પશક્તિ દ્વારા જ ચાલે છે. માનસશાસ્ત્રીઓ આને અજ્ઞાત શક્તિ કહે છે. પણ એ આપણા શરીરને વિષે રહેલી જ છે. જોકે આપણા સામાન્ય વિચારની સાથે તેને કશો સંબંધ નથી, છતાં તે અતિશય જાગૃત અને પોતાની ક્રિયા કરવામાં અતીવ સાવધાન છે—એટલે સુધી કે જ્ઞાત શક્તિઓ ઘણીવાર સુષુપ્તિની દશામાં આવી જાય છે, પણ એ અજ્ઞાત શક્તિ ક્ષણભર પણ બંધ નથી થતી."

આ અજ્ઞાત ક્રિયાશક્તિને એટલે આપણી વધારે સ્થાયી શક્તિને નિરંકુશ વિષયાસક્તિથી કેટલું ભયંકર નુકસાન થાય છે એ તો આપણે સહેજે કલ્પી શકીશું. 'પ્રજોત્પત્તિનું વેર મરણમાં વળે છે. વિષયભોગના મૂળમાં જ મરણોન્મુખ ગતિ રહેલી છે--પુરુષમાં ભોગની ક્રિયામાં અને સ્ત્રીઓમાં સંતતિપ્રસૂતિની ક્રિયામાં.' એટલે લેખક કહે છે: 'લગભગ અથવા સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળનાર માણસ વીર્યવાન, પ્રાણવાન અને નીરોગી હોય છે.' 'સૂક્ષ્મપિંડોનું આંતરશક્તિ ઉત્પાદન કરવાનું પ્રથમ કાર્ય છે, તે બંધ કરાવી તેનો કેવળ પ્રજોત્પત્તિ અથવા ભોગને ખાતર વ્યય થાય તો શરીરનાં અવયવોમાં શક્તિ આવતી અટકશે, અને પરિણામે ધીમેધીમે પણ અંતે તેનો નાશ થશે.'

આ બધી શારીરીક હકીકત ઉપર જ વિષયસંયમના નિયમોનો પાયો રચાયેલો છે. લેખક રસાયનિક અથવા યાંત્રિક સાધનો દ્વારા ગર્ભાધાનનિરોધની વિરુદ્ધ છે એ તો સહેજે કલ્પી શકાશે. તે કહે છે: "એ સાધનોને પરિણામે આત્મ-

નિગ્રહ રાખવાનાં વ્યાવહારિક કારણો પણ દૂર થાય છે, અને વિવાહિત જીવનમાં બુઢાપાની અશક્તિ આવે અથવા વિષયેચ્છા બંધ થાય ત્યાં સુધી વિષયતૃપ્તિ ચાલુ રખાય છે. વિવાહની બહાર પણ તેની દુષ્ટ અસર તો પહોંચ્યા વિના રહેતી નથી જ —એથી અનિયમિત અને નિરંકુશ, નિષ્ફળ વ્યભિચારોનું દ્વાર ઊઘડે છે—અને આવા વ્યભિચાર તો આધુનિક ઉદ્યોગ, સમાજશાસ્ત્ર, અને રાજકાજની દૃષ્ટિએ અતિશય ભયંકર છે. એટલું જ કહેવું બસ થશે કે ગર્ભાધાનનિરોધક ઉપાયો વિવાહિત દશામાં અતિશય સંભોગ અને બીજી દશામાં વ્યભિચાર સહેલો કરી મૂકે છે, અને મારી શરીરશાસ્ત્રની ઉપરની દલીલો સાચી હોય તો તેમાં વ્યષ્ટિ અને સમષ્ટિને પારાવાર હાનિ રહેલી છે."

મોં. બ્યૂરો પોતાના પુસ્તકનો જે વાક્યથી ઉપસંહાર કરે છે તે દરેક યુવકે પોતાના હૃદયમાં કોતરી રાખવાજેવું છે :

**'ભાવી સંયમી સત્પ્રતિજ્ઞ પ્રજાઓને જ હાથ છે'**

# બ્રહ્મચર્ય

## એકાંતની વાત

બ્રહ્મચર્યના પાલનને વિષે સવાલ કે સલાહ પૂછનારા મારા ઉપર એટલા બધા કાગળો આવે છે અને આ વિષયમાં હું એવા આગ્રહી વિચાર ધરાવું છું કે મને લાગે છે કે આપણા પ્રજાજીવનની હાલની અત્યંત કટોકટીની ઘડીએ મારા અનુભવોથી વાચકવર્ગને મારે અજ્ઞાત ન રાખવો ઘટે.

બ્રહ્મચર્ય એ સંસ્કૃત શબ્દ શાસ્ત્રોમાંથી આપણને મળેલો છે, અને તેનો મહિમા આપણે બ્રહ્મચર્યનો જે સામાન્ય અર્થ કરીએ તેથી અનેકગણો વધારે ગવાયેલો છે. બ્રહ્મચર્ય એટલે સર્વ ઇન્દ્રિયો ઉપર સંપૂર્ણ કાબૂ. જે પૂર્ણ બ્રહ્મચારી છે તેને માટે આ સંસારમાં કશું જ અસાધ્ય નથી. પણ આ આદર્શ સ્થિતિ હોઈ તેટલે સુધી પહોંચેલાં માણસો જવલ્લે જ જોવામાં આવે છે. એને ભૂમિતિમાંની સરળ સુરેખ રેષાની ઉપમા આપી શકાય, જે માત્ર કલ્પનામાં જ રહે છે, પ્રત્યક્ષ કદી નથી દોરી શકાતી. અને આમ છતાં એ એક મહત્ત્વની વ્યાખ્યા છે જે ભૂમિતિમાં ભારે ભાગ ભજવે છે. તે જ પ્રમાણે સંપૂર્ણ બ્રહ્મચારી ભલે કલ્પનામાં જ રહી

શકતો હોય, છતાં એને આપણે જો રાતદિવસ આપણી આંખ સામે ન રાખીએ તો આપણી સ્થિતિ સુકાન વગરના વહાણ જેવી થઈ પડે. એ કાલ્પનિક સ્થિતિને જેમજેમ વધુવધુ પહોંચવાનો પ્રયત્ન કરીશું તેમતેમ આપણે સંપૂર્ણ થઈશું. પણ આ વિશાળ અર્થને છોડી અત્યારે તો 'વીર્યરક્ષા'ના અર્થમાં જ બ્રહ્મચર્યની વાત કરવા ઇચ્છું છું. હું માનું છું કે મન, વાણી અને કર્મથી સંપૂર્ણ સંયમ પાળ્યા વિના આધ્યાત્મિક પૂર્ણતા પ્રાપ્ત ન જ થઈ શકે. અને જે પ્રજામાં આવાં સ્ત્રીપુરુષો નથી એની અધોગતિ ચોક્કસ છે.

પણ એ સિદ્ધાંતને પણ જવા દઈને અહીંઆં તો હું આપણા રાષ્ટ્રીય ઉત્થાનની આ ઘડીની સ્થિતિએ એક અલ્પ કાળના અનુષ્ઠાન તરીકે જ એની સર્વોપરી અગત્ય પ્રજાને ઠસાવવા મથી રહ્યો છું. દેશમાં આજે રોગ, દુષ્કાળ, દારિદ્ર્ય અને પ્રત્યક્ષ ભૂખમરો લાખો લોકને ભરખી રહ્યો છે. ગુલામીના ચક્રમાં આપણે એવા તો સૂક્ષ્મ રીતે દબાઈ રહ્યા છીએ કે આપણામાંના ઘણાને તો એની ઓળખ સરખી નથી રહી; ઊલટા આપણી અત્યારની આર્થિક, માનસિક અને નૈતિક અવનતિની સ્થિતિને તેઓ ઉન્નતિની સીડી માની રહ્યા છે! હિંદુસ્તાનને માથે લદાયેલાં રાક્ષસી લશ્કરી ખરચો, લૅંકેશાયરના અને બીજા બ્રિટિશ વેપારીઓના લાભની જ દૃષ્ટિ રાખીને ઇરાદાપૂર્વક બાંધવામાં આવેલું દેશનું આર્થિક ધોરણ, અને જુદાંજુદાં સરકારી ખાતાં ચલાવવાની ઉડાઉ પદ્ધતિ — આ બધાથી હિંદુસ્તાન એટલું નિચોવાય છે કે રોગાદિ સામે બાથ ભીડવા તેનામાં જોઈતી તાકાત નથી રહી. ગોખલેજીના શબ્દોમાં હાલની રાજ્યપદ્ધતિએ

પ્રજાની પ્રગતિને એટલે દરજ્જે સોરી નાંખી છે કે આપણા-માંના ઊંચામાં ઊંચાને પણ નીચા નમવું પડે છે.

અમૃતસરમાં તો હિંદને પેટે ચલાવવામાં આવ્યું! ઇરાદાપૂર્વક કરવામાં આવેલું પંજાબનું પ્રજાઅપમાન અને હિંદી મુસલમાનોને આપવામાં આવેલાં વચનોનો બેશરમી અને ઉદ્ધતાઇભર્યો ભંગ એ પ્રજાના નૈતિક દારિદ્રનાં તાજાં ઉદાહરણ છે. એ આપણા અંતરાત્મા પર જ કાપ મૂકે છે. આ બે જુલમોને મૂંગે મોઢે આપણે સાંખી લીધા કે પ્રજાને હતવીર્ય અને બાયલી કરી મૂકવાની ક્રિયા સંપૂર્ણ થઈ એમ સમજવું.

જેઓ આ બધું સમજે છે તેમને આવી અધોગતિના વાતાવરણની વચ્ચે આજે સંતાનની ઉત્પત્તિ કરવી એ શું લાજમ છે? જ્યાં સુધી આપણે લાચાર અને દીનહીન છીએ, રોગ અને દુષ્કાળથી ઘેરાયેલા છીએ, ત્યાં સુધી સંતાન ઉત્પન્ન કરીને આપણે દેશમાં કેવળ ગુલામો અને અલ્પપ્રાણ માઇકાંકલાઓની જ સંખ્યા વધારશું. જ્યાં સુધી હિંદ સ્વતંત્ર ન થાય, ભુખમરાથી ઊગરી ન જાય અને દુષ્કાળ, કૉલેરા, ઇનફ્લુએન્ઝા, ચેપી રોગો વગેરેથી બચવાનાં જ્ઞાન તથા સાધન ન સંઘરી લે, ત્યાં સુધી સંતાન પેદા કરવાનો આપણને અધિકાર નથી. જન્મસંખ્યાની યાદીઓ મારા વાંચવામાં આવે છે ત્યારે મને જે દિલગીરી થાય છે તે હું વાચકવર્ગ આગળ છુપાવી શકતો નથી. મરજિયાત સંયમ અખત્યાર કરીને પ્રજોત્પત્તિ મુલતવી રાખવાની પ્રજાને સલાહ આપવા બાબત મેં વરસોનાં વરસ સુધી ચિંતન કર્યું છે, અને હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે એવી

સલાહ આજ પ્રજાને આપવામાં લેશમાત્ર નુકસાન નથી; ઊલટું એ જ અત્યારે ધર્મ છે. હિંદુસ્તાન અત્યારે તેની હાલની પ્રજાનું પણ ઘટતું પાલનપોષણ કરવા પૂરતાં સાધનો વગરનું થઈ પડ્યું છે. અને એનું કારણ એ નથી કે એની પ્રજા વધી પડી છે, પણ એ છે કે હિંદુસ્તાન આજે વિદેશી-ઓની ઝૂંસરી તળે છે, અને એ વિદેશીઓના અંતરમાં એને દિવસેદિવસે વધુ અને વધુ ફોલી ખાવાની દાનત વિના બીજું કશું નથી.

આ પ્રજોત્પત્તિ રોકવી કેમ કરીને? યુરોપની ઢબે અનીતિના કે કૃત્રિમ ઉપાયો દ્વારા નહિ, પણ આપણા જીવનને કેળવીને અને સંયમ પાળીને. માબાપોએ છોકરાંને બ્રહ્મચર્ય-પાલનના પાઠ આપવા ઘટે. હિંદુશાસ્ત્રાનુસાર છોકરાને વહેલામાં વહેલો ૨૫મે વર્ષે પરણાવી શકાય. જો હિંદુસ્તાનની માતા-ઓને સૂઝી જાય કે છોકરાંને છોકરાછોકરીઓની ઉમ્મરમાં પરણાવવાં એ મહાપાપ છે તો આપણાં અરધાં લગ્નો આપોઆપ જ બંધ થાય તેમ છે. વળી આપણે ત્યાંની છોકરીઓ હિંદુસ્તાન ઉષ્ણ દેશ હોવાથી વહેલી વયમાં આવે છે એ વહેમમાંથી પણ આપણે એકદમ ઊગરી જવું જોઈએ. આથી વધારે ખોટો બીજો કોઈ વહેમ મેં જોયો નથી. હું હિમ્મતથી કહું છું કે હવાપાણીને યુવાવસ્થાની જોડે કશી લેવાદેવા નથી. અકાળે જુવાની આવી જાય છે તે આપણાં કુટુંબોમાં આજે જે માનસિક અને નૈતિક વાતાવરણ પ્રવર્તે છે તેને કારણે છે. માતાઓ અને ઘરના વડીલો નિર્દોષ છોકરાંનાં મન ઉપર બચપણથી જ અમુક વરસની ઉમ્મરે પહોંચતાં પરણવાની અગર સાસરે જવું પડવાની વાત

ફસાવવાને પોતાનો ધર્મ સમજે છે. બચપણથી જ—ક્યાંક-ક્યાંક તો પારણામાંથી જ—એમનાં સગાઈવેશવાળ કરી દેવામાં આવે છે! એમને જે રીતે તૈયાર કરેલો ખોરાક ખવડાવવાપિવડાવવામાં આવે છે, જે રીતે એમને પહેરાવવા-ઓઢાડવામાં આવે છે, એ બધું એમનામાં વિકારોને વહેલા જાગૃત કરવામાં મદદ કરનારું હોય છે. આપણી પોતાની લહાવા લેવાની બળતરા તૃપ્ત કરવા અગર આપણા મિથ્યા-ભિમાનને સંતોષવાની ખાતર આપણે છોકરાંને પૂતળાં-પૂતળીઓને જેમ શણગારીએ છીએ. મેં સંખ્યાબંધ છોકરાંને ઉછેર્યાં છે, અને જોયું છે કે છોકરાં તો તેમને ગમે તે જાતનાં કપડાંલત્તાં આપો તોપણ વગરહરકતે લઈ શકે છે અને પહેરીને રાજી થાય છે. આપણે એમને ખોરાકમાં અનેક જાતના મસાલા અને વસાણાવાળી ગરમ ચીજો ખવડાવીએ છીએ; તે પચાવવાની એમની શક્તિ તરફ આપણે આંધળા રહીએ છીએ. આનું સ્વાભાવિક પરિણામ એક જ આવી શકે: અકાળ યૌવન, અકાળ સંતતિ, અકાળ મૃત્યુ. માબાપના વર્તનનો વસ્તુપાઠ શીખવામાં છોકરાં વાર લગાડતાં નથી. તેમનો સ્વચ્છંદ છોકરાંને પૂરેપૂરાં નિરંકુશ બનવાને દાખલાની ગરજ સારે છે. અકાળે થતા દરેક સંતાનજન્મની વેળાએ કુટુંબમાં વધામણીઓ ખવાય છે, સાકરો વહેંચાય છે અને ખુશાલી ફેલાય છે! આવા વાતાવરણ વચ્ચે આપણા-માંનો આજનો સ્વચ્છંદ પણ ઓછો જ છે એમ કોઈ કહે તો ખોટું નથી.

આપણને દેશના હિતની જોડે કશી નિસબત હોય, હિંદુસ્તાન મજબૂત બાંધાનાં સુંદર અને કદાવર સ્ત્રીપુરુષોની

પ્રજા બને એવી આપણી ઇચ્છા હોય, તો આપણે આજ સંપૂર્ણ સંયમ અખત્યાર કરી હાલતુરતને માટે પ્રજોત્પત્તિ કરવી તદ્દન બંધ કરી દેવી જ જોઈએ એ વિષે મને લેશ શંકા નથી. આ સલાહ હું નવાં પરણેલાં જોડાંને પણ આપું છું. એકાદ કામમાં ન જ પડવું એ તેમાં પડીને અટકવા કરતાં વધુ સહેલું છે. મદ્યમાંસમાં આજ સુધીની જિંદગી ગાળનારને સારુ એ વસ્તુઓનો ત્યાગ જેટલો કઠણ છે તેટલો જેણે એનું સેવન કર્યું જ નથી એવાને માટે નથી. પડીને ઊભા થવું એના કરતાં ઊભા જ રહેવું એ અનંતગણું વધુ સહેલું છે. જેની વાસનાઓ તૃપ્ત થઈ ચૂકી છે એને જ સંયમનો ઉપદેશ કરવો ઘટે એ દલીલ ભૂલભરેલી છે. તેવી જ રીતે જે શરીરે જ દુર્બળ અને તવાઈ ગયેલો છે તેને પણ સંયમનો ઉપદેશ કરવામાં કશો અર્થ નથી. મારો તો આગ્રહ જ એ છે કે આપણે જુવાન હોઈએ કે વૃદ્ધ, તૃપ્ત હોઈએ કે અતૃપ્ત, ગમે તે ભૂમિકા ઉપર હોઈએ તોપણ આપણી ગુલામીને વારસ પેદા કરતાં આજે આપણે એકદમ અટકી જવું જોઈએ.

બીજો એક મુદ્દો માબાપોને અહીં જ કહી લઉં. મિલકત ને ભોગવટો ને વારસો ને વંશ ને એ બધી ભ્રમણાઓની જાળમાં પ્રભુની ખાતર અત્યારે ફસાતા ના. પાપ કરતાં, સ્વચ્છંદમાં પડતાં પહેલાં મુહૂર્ત જોવાં, જોશ જોવડાવવા, ઢીલ કરવી, અને અંતે ઊગરી જવું. પણ સંયમનો નિશ્ચય કરવામાં, તેનું પાલન શરૂ કરી દેવામાં કોઈની ઘડી રાહ જોવી નહિ. આ સત્સિદ્ધાંત છે.

પ્રજા જે વખતે એક જબરદસ્ત સરકાર જોડે જીવલેણ લડતમાં ઊતરી છે તે વેળાએ તેની સામે મૂકવા આપણે

આપણું શારીરિક, ભૌતિક, નૈતિક, આધ્યાત્મિક બધું જ બળ એકત્રિત કર્યે છૂટકો છે.

ઇષ્ટસિદ્ધિની ખાતર, જેને આપણે અત્યારે સૌથી વધુ કીમતી ગણી તે સાધ્ય વસ્તુ મેળવવાની ખાતર, બીજી બધી વસ્તુઓને હોમી દીધા સિવાય ચાલવાનું નથી. આપણા ખાનગી જીવનને આમ શુદ્ધ કરી નિષ્પાપ અને પવિત્ર બનાવ્યા વિના ગુલામગીરી કોઈ કાળે આપણા કપાળમાંથી ભૂંસાવાની નથી. આજની સરકારને આપણે પાપી ગણીએ છીએ તેટલા ઉપરથી ખાનગી સદ્‌ગુણની બરાબરીમાં અંગ્રેજોને આપણા પ્રતિસ્પર્ધી માનવાનું જો આપણે છોડી દઈશું, એમને તિરસ્કારીશું, તો ભારેમાં ભારે ભૂલ કરીશું. સ્વભાવસિદ્ધ સદ્‌ગુણોનો કશોયે ધાર્મિક આડમ્બર કર્યા વગર તેઓ બીજા નહિ તો શારીરિક ગુણો તો મોટા પ્રમાણમાં પાળે છે જ. આ દેશના રાજકાજમાં ગુંથાયેલા અંગ્રેજોમાં બ્રહ્મચર્ય પાળનારાં સ્ત્રીપુરુષોની સંખ્યા આપણા કરતાં વધારે છે. આપણામાં થોડીક જૈન સાધ્વીઓ કે જોગણો છે; તેમની કશી જ અસર આપણા રાજદ્વારી જીવન પર નથી. આ સિવાયની બ્રહ્મચારિણીઓ તો આપણામાં છે જ નહિ, કહીએ તો ચાલે; જ્યારે યુરોપમાં હજારો સ્ત્રીઓ આ સદ્‌ગુણ એક સામાન્ય વસ્તુ તરીકે પાળતી મળી આવશે.

છેવટે થોડાક સાદા નિયમો વાચકોને માટે અહીંઆં આપીશ. આ નિયમો મારા એકલાના જ નહિ પણ મારા અને સોબતીઓના જાતિઅનુભવ ઉપર બંધાયેલા છે:

૧. છોકરા તેમજ છોકરીઓને સાદી અને કુદરતી ઢબે તેઓ જીવનભર નિર્મળ રહેવાનાં છે એવી જ માન્યતામાં ઉછેરવાં.

૨. સૌ કોઈએ મસાલા, મરચાં અને ગરમ વસાણાંનો ત્યાગ કરવો. ચરબીવાળા અને ભારે ખોરાક, ભારે મિષ્ટાન્ન, મીઠાઈ અને તળેલા પદાર્થો ખાવા છોડી દેવા.

૩. પ્રતિપત્નીએ જુદાજુદા ઓરડામાં સૂવું અને એકાંત ટાળવી.

૪. શરીર અને મન બન્ને સતત અને સારા કાર્યમાં રોકેલાં રાખવાં.

૫. 'રાતે વહેલા જે સૂઈ વહેલા ઊઠે વીર' એ નિયમનું કડક રીતે પાલન કરવું.

૬. કોઈ પણ જાતનું બીભત્સ અને હલકું સાહિત્ય ન વાંચવું. મલિન વિચારોનું ઓસડ નિર્મળ વિચારો છે.

૭. નાટકો, સિનેમાઓ અને એવા મનોવિકારોને જાગ્રત કરનારા તમાશાઓ જોવા નહિ.

૮. સ્વપ્નાવસ્થા થાય તો તેથી ગભરાઈ ન જવું. તે તે વેળાએ તંદુરસ્ત માણસે ઠંડા પાણીથી નાહી લેવું એ સર્વથી સુંદરમાં સુંદર ઇલાજ છે. પ્રસંગોપાત્ત સ્ત્રીસંગ એ સ્વપ્નાવસ્થાની સ્થિતિ સામે ઉપાય છે એ માન્યતા ખોટી છે.

૯. સૌથી મહત્ત્વનું એ છે કે કોઈ પણ વ્યક્તિએ—પતિપત્ની વચ્ચે સુદ્ધાં—સંયમ અત્યન્ત અઘરો છે એમ માનવું નહિ. ઊલટું સૌ કોઈએ સંયમને જીવનની સામાન્ય અને સ્વાભાવિક સ્થિતિ તરીકે માનીને ચાલવું જોઈએ.

૧૦. રોજ ઊઠીને પવિત્રતા અને નિર્મળતાને માટે એકાગ્ર મનથી પ્રભુપ્રાર્થના કરવી. એથી આપણે દિનપ્રતિદિન નિર્મળ અને પવિત્ર બનતા જઈશું.

# બ્રહ્મચર્ય

આ વિષય ઉપર લખવું સહેલું નથી. પણ મારો પોતાનો અનુભવ એટલો વિશાળ છે કે તેમાંનાં થોડાં બિંદુ વાંચનારને આપવાની ઇચ્છા રહ્યાં કરે છે. મારી પાસે આવેલા કેટલાક પત્રોએ તે ઇચ્છામાં વધારો કર્યો છે.

એક ભાઈ પૂછે છે: 'બ્રહ્મચર્ય એટલે શું? તેનું સંપૂર્ણ પાલન શું શક્ય છે? જો શક્ય હોય તો તમે તેવું પાલન કરો છો?'

બ્રહ્મચર્યનો પૂરો ને બરોબર અર્થ બ્રહ્મની શોધ. બ્રહ્મ સૌમાં વસે છે એટલે તે શોધ અંતર્ધ્યાન ને તેથી નીપજતા અંતર્જ્ઞાનથી થાય. એ અંતર્જ્ઞાન ઇંદ્રિયોના સંપૂર્ણ સંયમ વિના અશક્ય છે. તેથી સર્વ ઇંદ્રિયોનો મનથી, વાચાથી ને કાયાથી સર્વક્ષેત્રે સર્વકાળે સંયમ તે બ્રહ્મચર્ય.

આવા બ્રહ્મચર્યનું સંપૂર્ણ પાલન કરનાર સ્ત્રી કે પુરુષ કેવળ નિર્વિકારી હોય. તેથી એવાં સ્ત્રીપુરુષ ઈશ્વરની સમીપ વસે છે; તે ઈશ્વર જેવાં છે.

આવા બ્રહ્મચર્યનું મન, વાચા ને કાયાથી અખંડિત પાલન શક્ય છે એ વિષે મને શંકા નથી. મને કહેતાં

દિલગીરી થાય છે કે એવી સંપૂર્ણ બ્રહ્મચર્યની દશાને હું પહોંચ્યો નથી. પહોંચવાનો મારો પ્રયત્ન પ્રતિક્ષણ ચાલ્યાં જ કરે છે. આ જ દેહે એ સ્થિતિને પહોંચવાની આશા મેં છોડી નથી. કાયા ઉપર મેં કાબૂ મેળવ્યો છે. જાગૃત અવસ્થામાં હું સાવધાન રહી શકું છું. વાચાનો સંયમ ઠીક પાળતાં શીખ્યો છું. વિચાર ઉપર મારે હજુ બહુ કાબૂ મેળવવાનો બાકી છે. જે વખતે જેના વિચાર કરવા હોય તે વખતે તે જ વિચાર આવવાને બદલે બીજા પણ આવે. તેથી વિચારો વચ્ચે દ્વંદ્વ ચાલ્યાં જ કરે.

છતાં જાગૃત અવસ્થામાં હું વિચારોને એકબીજા સાથે અથડાતા રોકી શકું છું. મેલા વિચારો તો ન જ આવે એવી સ્થિતિ ગણી શકાય. પણ નિદ્રાવસ્થામાં વિચાર ઉપર મારો કાબૂ ઓછો છે. નિદ્રામાં અનેક પ્રકારના વિચારો આવે, ન ધારેલાં સ્વપ્નાં પણ આવે, કોઈવેળા આ જ દેહે કરેલી વસ્તુઓની વાસના પણ જાગે. તે વિચાર જ્યારે મેલા હોય ત્યારે સ્વપ્નદોષ પણ થાય. આ સ્થિતિ વિકારી જીવનને જ હોઈ શકે.

મારા વિચારના વિકારો ક્ષીણ થતા જાય છે, પણ નાશ નથી પામ્યા. જો હું વિચાર ઉપર સામ્રાજ્ય મેળવી શક્યો હોત તો છેલ્લાં દસ વરસો દરમ્યાન જે ત્રણ દરદો — પાંસળાંનો વરમ, મરડો ને 'એપેન્ડિકસ' વરમ મને થયાં તે ન જ થાત. હું માનું છું કે નીરોગી આત્માનું શરીર પણ નીરોગી હોય. એટલે જેમજેમ આત્મા નીરોગી — નિર્વિકારી થતો જાય તેમતેમ શરીર પણ નીરોગી થતું જાય. આનો અર્થ એવો નથી કે નીરોગી શરીર એટલે બળવાન શરીર. બળવાન

આત્મા ક્ષીણ શરીરમાં જ વસે છે. જેમ આત્મબળ વધે તેમ શરીરક્ષીણતા વધે. સંપૂર્ણ રીતે નીરોગી શરીર ઘણું ક્ષીણ હોઈ શકે. બળવાન શરીરમાં ઘણેભાગે રોગ તો હોય જ. રોગ ન હોય તોપણ તે શરીર ચેપો વગેરેનો ભોગ તુરત થાય, જ્યારે સંપૂર્ણ રીતે નીરોગી શરીરને ચેપ લાગી જ ન શકે. શુદ્ધ લોહીમાં એવાં જંતુને દૂર રાખવાનો ગુણ હોય છે.

આવી અદ્‌ભુત દશા દુર્લભ તો છે જ. નહિ તો હું તેને પહોંચી વળ્યો હોત. કેમકે મારો આત્મા સાક્ષી પૂરે છે કે એ સ્થિતિ મેળવવાને સારુ જે કંઈ ઉપાયો લેવા જોઈએ તે લેવામાં હું પાછળ રહું એમ નથી. એવી એક પણ બાહ્ય વસ્તુ મને તેનાથી દૂર રાખવા સમર્થ નથી. પણ પૂર્વના સંસ્કાર ધોવા એ કંઈ સૌને સહેલું નથી હોતું. આમ વિલંબ થાય છે છતાં હું મુદ્દલ હાર્યો નથી. કેમકે નિર્વિકારી દશાની કલ્પના હું કરી શકું છું, તે ઝાંખીઝાંખી જોઈ પણ શકું છું. અને જેટલી પ્રગતિ મેં કરી છે તે મને નિરાશ કરવાને બદલે આશાવાન બનાવે છે. છતાં મારી આશા ફળીભૂત થયા વિના દેહ પડે તોયે હું મને નિષ્ફળ થયો ન માનું. જેટલો વિશ્વાસ મને આ દેહની હસ્તી વિષે છે તેટલો જ મને પુનર્જન્મને વિષે છે. તેથી હું જાણું છું કે અલ્પ પ્રયત્ન પણ ફોકટ નથી જતો.

આટલું આત્માનુભવનું વર્ણન કરવાનું કારણ એટલું જ કે જેઓએ મને કાગળ લખ્યો છે તેઓને અને તેમના જેવા બીજાઓને ધીરજ રહે ને આત્મવિશ્વાસ આવે. બધાનો આત્મા એક જ છે. બધાના આત્માની શક્તિ સરખી છે.

માત્ર કેટલાકની શક્તિ પ્રગટ થઈ છે, બીજાની પ્રગટ થવાની બાકી છે. પ્રયત્ને તેને પણ તે જ અનુભવ મળે જ.

આટલે લગી મેં વિશાળ અર્થવાળા બ્રહ્મચર્યની વાત કરી. બ્રહ્મચર્યનો લૌકિક અથવા પ્રચલિત અર્થ તો એટલો જ માનવામાં આવે છે કે વિષયેન્દ્રિયનો મનવચનકાયાથી સંયમ. એ અર્થ વાસ્તવિક છે. કેમકે તેનું પાલન કરવું ઘણું મુશ્કેલ મનાયું છે. સ્વાદેન્દ્રિયસંયમ ઉપર એટલો જ ભાર નથી મુકાયો, તેથી વિષયેન્દ્રિયસંયમ વધારે મુશ્કેલ બન્યો છે; લગભગ અશક્ય જેવો થઈ ગયો છે. વળી રોગથી અશક્ત થઈ ગયેલા શરીરમાં હમેશાં વિષયવાસના વધારે રહે છે એવો વૈદ્યોનો અનુભવ છે. તેથી પણ આ રોગગ્રસ્ત પ્રજાને બ્રહ્મચર્ય કઠિન લાગે છે.

હું ઉપર ક્ષીણ પણ નીરોગી શરીર વિષે લખી ગયો છું તેનો એવો અર્થ કોઈ ન કાઢે કે શરીરબળ કોઈએ કેળવવું જ નહિ. મેં તો સૂક્ષ્મતમ બ્રહ્મચર્યની વાત મારી અતિપ્રાકૃત ભાષામાં લખી છે. તેથી કદાચ ગેરસમજ થાય. જેને સર્વેન્દ્રિયનો સંપૂર્ણ સંયમ પાળવો છે તેણે છેવટે શરીરક્ષીણતાને વધાવ્યે જ છૂટકો છે. જ્યારે શરીર ઉપર મોહ અને મમતા ક્ષીણ થાય ત્યારે શરીરબળની ઇચ્છા જ ન રહે.

પણ વિષયેન્દ્રિયને જીતનાર બ્રહ્મચારીનું શરીર અતિ તેજસ્વી ને બળવાન હોવું જ ઘટે છે. આ બ્રહ્મચર્ય પણ અલૌકિક છે. જેની વિષયેન્દ્રિય સ્વપ્નમાંયે કદી વિકાર ન જ પામે તે જગદ્વંદનીય છે. તેને સારુ બીજો સંયમ સહજ વસ્તુ છે એમાં શક નથી.

આ બ્રહ્મચર્યને અવલંબીને એક બીજા ભાઈ લખે છે: ‘મારી સ્થિતિ દયાજનક છે. ઑફિસમાં, રસ્તામાં, રાત્રે, વાંચતાં, કામ કરતાં, ઈશ્વરનું નામ લેતાં પણ તે જ વિચારો આવે છે. મનના વિચારોને કેવી રીતે કાબૂમાં રાખવા? સ્ત્રીમાત્ર તરફ માતૃભાવ કેમ પેદા થાય? આંખમાંથી શુદ્ધ વાત્સલ્યનાં જ કિરણો કેમ નીકળે? દુષ્ટ વિચારો કેમ નાબૂદ થાય? બ્રહ્મચર્ય વિષેનો તમારો લેખ મારી પાસે રાખી મૂક્યો છે, પણ આ જગ્યાએ તે બિલકુલ ઉપયોગી નથી થતો.’

આ સ્થિતિ હૃદયદ્રાવક છે. ઘણાઓની એ સ્થિતિ થાય છે. પણ જ્યાં સુધી મન તેવા વિચારોની સાથે લડયાં કરે ત્યાં સુધી ભય રાખંવાનું કારણ નથી. આંખ દોષ કરતી હોય ત્યારે તેને બંધ કરવી જોઈએ. કાન દોષ કરે ત્યારે તેમાં પૂમડાં ભરવાં જોઈએ. આંખને હમેશાં નીચી રાખીને જ ચાલવાની રીત સારી છે. તેથી તેને બીજે જોવાનો અવકાશ જ નથી રહેતો. જ્યાં મેલી વાતો થતી હોય અથવા મેલું સંગીત ચાલતું હોય ત્યાંથી નાસી જવું જોઈએ. સ્વાદેન્દ્રિય ઉપર ખૂબ કાબૂ મેળવવો જોઈએ.

મારો અનુભવ તો એવો છે કે જેણે સ્વાદને જીત્યો નથી તે વિષયને જીતી શકતો નથી. સ્વાદને જીતવો બહુ કઠિન છે. પણ એ વિજયની સાથે જ બીજો વિજય સંભવે છે. સ્વાદ જીતવાને સારુ એક તો એ નિયમ છે કે મસાલાઓનો સર્વથા અથવા બને તેટલો ત્યાગ કરવો. અને બીજો વધારે જોરાવર નિયમ એ છે કે માત્ર શરીરપોષણને સારુ જ આપણે ખાઈએ. સ્વાદને સારુ કદી નહિ ખાઈએ

એવી ભાવના હમેશાં પોષવી. આપણે હવા સ્વાદ સારુ નથી લેતા પણ શ્વાસ સારુ. પાણી તરસ મટાડવા તેમજ અન્ન કેવળ ભૂખ મટાડવા લેવાય. બચપણથી જ આપણને માબાપ એથી ઊલટી ટેવ પાડે છે. આપણા પોષણને સારુ નહિ પણ પોતાનું વહાલ બતાવવા આપણને અનેક જાતના સ્વાદ શીખવી આપણને બગાડે છે. આવા વાતાવરણની સામે આપણે થવાનું રહ્યું છે.

પણ વિષય જીતવાનો સુવર્ણનિયમ તો રામનામ અથવા એવો કોઈ મંત્ર છે. દ્વાદશમંત્ર પણ એ જ અર્થ સારે છે. જેની જેવી ભાવના તે પ્રમાણે તે મંત્ર જપે. મને બચપણથી રામનામ શીખવવામાં આવેલ હોવાથી ને એનો આધાર મને મળ્યાં જ કરે છે તેથી તે મેં સૂચવ્યો છે. જે મંત્ર લઈએ તેમાં આપણે તલ્લીન થવું જોઈએ. ભલે મંત્ર જપતાં બીજા વિચારો આવ્યાં કરે, તે છતાં શ્રદ્ધા રાખી જે મંત્રનો જપ જપ્યાં જ કરશે તે અંતે વિજય મેળવશે એમાં મને લેશ પણ શંકા નથી. એ મંત્ર તેની જીવનદોરી થશે, અને બધાં સંકટોમાંથી તેને બચાવશે. એવા પવિત્ર મંત્રોનો ઉપયોગ કોઈએ આર્થિક લાભને સારુ ન જ કરવો જોઈએ. એ મંત્રોનો ચમત્કાર આપણી નીતિને સુરક્ષિત કરવામાં રહેલો છે, અને એ અનુભવ દરેક પ્રયત્નવાનને થોડી જ મુદતમાં મળી રહેશે. હા, એટલું યાદ રાખવું જોઇએ કે એ મંત્ર પોપટની માફક ન પઢાય. તેમાં આત્મા પરોવવો જોઈએ. પોપટ યંત્રની જેમ એવા મંત્ર પઢે છે, આપણે તેને જ્ઞાનપૂર્વક પઢીએઃ ન જોઈતા વિચારોનું નિવારણ કરવાની ભાવના ધરીને, અને તેમ કરવાની મંત્રની શક્તિમાં વિશ્વાસ રાખીને.

# જનનમર્યાદા

ઘણા જ સંકોચ અને કંઈક અંશે મરજીવિરુદ્ધ હું આ વિષય ઉપર લખવા બેઠો છું. પ્રજોત્પત્તિના ઉપર અંકુશ નાખવા માટે કૃત્રિમ સાધનોના ઉપયોગને વિષે હું આફ્રિકાથી હિંદુસ્તાન આવ્યો ત્યારથી ઘણીવાર ખાનગી પત્રોમાં મારો મત પુછાયો છે. દરેકવાર એવા પ્રશ્નોનો મેં ખાનગી પત્રોમાં ખાનગી રીતે ઉત્તર આપ્યો હોવા છતાં કદી આ વિષયની મેં જાહેર ચર્ચા નથી કરી. વિલાયતમાં હું વિદ્યાર્થી હતો ત્યારે આ પ્રશ્ન તરફ મારું ધ્યાન પહેલીવાર ખેંચાયેલું. તેને આજે ૩૫ વર્ષ થયાં. એ વેળા કુદરતી ઉપાય સિવાય બીજા એકે ઉપાયને સાંખી નહિ શકનાર એક સંયમવાદી અને કૃત્રિમ સાધનોની હિમાયત કરનાર એક દાક્તર વચ્ચે સખત વાદવિવાદ ચાલી રહ્યો હતો. થોડોક વખત કૃત્રિમ ઉપાયો તરફ મારા ચિત્તનો પક્ષપાત થયો હતો. પણ જુવાનીના તે કાળમાં જ કૃત્રિમ ઉપાયો સામે મારો મત નિશ્ચયપૂર્વક બંધાયો અને હું તેનો સખત વિરોધી બન્યો. હવે હું જોઉં છું કે કેટલાંક હિંદી છાપાંમાં સભ્યતાની ભાવનાને સખત

આઘાત પહોંચાડે અને ઘૃણા ઉપજાવે એવી ખુલ્લી રીતે તે સાધનોનાં ઉપયોગવિધિની ચર્ચા થયેલી છે, એટલું જ નહિ પણ એક લખનાર તો કૃત્રિમ સાધનોના હિમાયતીઓમાં મારું નામ ટાંકતાં પણ નથી અચકાયો. મને એવો એકે પ્રસંગ યાદ નથી આવી શકતો કે જ્યારે મેં તેના પક્ષમાં કંઈ પણ લખ્યું હોય અથવા કહ્યું હોય. બે પ્રતિષ્ઠિત વ્યક્તિઓનાં નામોનો ઉપયોગ કૃત્રિમ સાધનોના સમર્થનમાં થયો છે એ પણ મેં જોયું. પણ તેમને પૂછ્યા વિના તેમનાં નામો હું પ્રગટ ન કરું.

સંતાનવૃદ્ધિને મર્યાદામાં મૂકવાની જરૂર એ બાબતમાં તો બે અભિપ્રાય હોઈ જ ન શકે. પણ તેનો એકમાત્ર માર્ગ જમાનાઓ થયાં આપણને વારસામાં અપાયેલો સંયમ—બ્રહ્મચર્ય—છે. એ એક રામબાણ ઉપાય છે, અને તેના પાલન કરનારનું તે કલ્યાણ કરે છે. દાક્તરી વિદ્યાવાળા જનનમર્યાદા માટે કૃત્રિમ સાધનોની શોધો કરવાને બદલે જો બ્રહ્મચર્યના પાલનના ઉપાયો યોજશે તો મનુષ્યજાતિનો સદાને માટે આશીર્વાદ મેળવશે. સ્ત્રીપુરુષસંયોગનો હેતુ વિષયસુખ નહિ પણ પ્રજોત્પત્તિ છે. અને જ્યાં પ્રજોત્પત્તિની ઇચ્છાનો અભાવ હોય ત્યાં સંયોગ ગુનો છે.

કૃત્રિમ સાધનો એ દુરાચારને ઉત્તેજન આપવાજેવું છે. પુરુષને તેમજ સ્ત્રીને તે આંધળાંભીત કરી મૂકે છે. અને આ ઉપાયોને જે પ્રતિષ્ઠા અપાઈ રહી છે તેથી સામાજિક માન્યતાઓનો જે કંઈ દાબ માણસ ઉપર રહે છે તેને પણ ઊડતાં વાર નથી લાગવાની. કૃત્રિમ સાધનોના પ્રયોગથી નપુંસકતા અને નિર્વીર્યતા જ ઊપજે. રોગ કરતાં ઇલાજ જ

વધુ ઘાતક નીવડવાનો. પોતાના કર્મના ફળમાંથી બચી જવાની કોશિશ કરવી એ ખોટું છે, અનીતિમય છે. જે અકરાંતિયો થઈ વધુ ખાઈ લે તેને પેટમાં ચૂંક આવે અને પછી ઉપવાસ કરવો પડે એ જ સારું છે. સ્વાદેંદ્રિયને છૂટી મૂકી દઈ ભૂખ ઉપરાંત ઠાંસીને ખાઈ લીધા પછી તેના કુદરતી પરિણામમાંથી બચવા ખાતર પાચક ઓસડો લેવાં એ ખોટું છે. પણ માણસ પોતાની પાશવિક ભોગવૃત્તિને સંતોષીને તેના કુદરતી પરિણામમાંથી બચી જાય એ તેથીયે જુદું છે. કુદરત કોઈની દયા નથી ખાતી, અને પોતાના નિયમોના ઉલ્લંઘનનું પૂરેપૂરું ભાડું લે છે. સાત્ત્વિક અને શુભ પરિણામ તો વાસનાઓના નિગ્રહથી જ મેળવી શકાય. બીજા બધા ઉપાયોનાં પરિણામો વિષમ જ આવે. કૃત્રિમ પદ્ધતિઓની હિમાયતની પાછળ રહેલી દલીલ એ છે કે વિષયભોગ એ મનુષ્યજીવનને આવશ્યક છે. આ મોટામાં મોટો ભ્રમ છે. પ્રજોત્પત્તિને જેઓ નિયમબદ્ધ કરવા ઇચ્છતા હોય તેઓ પ્રાચીનોએ યોજેલા શુદ્ધ વિહિત ઉપાયોનો પુનરુદ્ધાર કરવાના રસ્તાઓ શોધે એ જ યોગ્ય છે.

તેને માટે પ્રારંભિક કાર્ય તેમની સામે કેટલુંયે કરવાનું પડ્યું છે. બાલવિવાહ જનસંખ્યામાં વધારો થવાનું મોટું કારણ છે. આધુનિક રહેણીને પણ અમર્યાદિત પ્રજોત્પત્તિ સાથે ઘણો જ સંબંધ છે. આ અને આવાં બીજાં કારણોની જો બરાબર તપાસ થાય અને તેના યોગ્ય ઇલાજો લેવામાં આવે તો સમાજની નૈતિક ઉન્નતિ જ પરિણમે. પણ જો અધીરા, ઉત્સાહઘેલા લોકો તે તરફ દુર્લક્ષ કરે અને કૃત્રિમ સાધનોનો પ્રયોગ સામાન્ય થઈ પડે તો તેનું પરિણામ નૈતિક

અધોગતિ થાય. વિધવિધ કારણોથી આપણો સમાજ નિઃસત્ત્વ બની ગયો જ છે, તેમાં વળી આ કૃત્રિમ સાધનોનો આશ્રય લેવાય એટલે તે સાવ નિઃસત્ત્વ થઈ જવાનો. જે લોકો આજે વગરવિચાર્યે કૃત્રિમ સાધનોના ઉપયોગની સલાહ આપી રહ્યા છે તેમને માટે સારામાં સારો રસ્તો એ છે કે તેઓ આ વિષયનો ફરીવાર અભ્યાસ કરી પોતાની હાનિકારક પ્રવૃત્તિને રોકી વિવાહિત તેમજ અવિવાહિત બન્નેની આગળ બ્રહ્મચર્ય ધરે. જનનમર્યાદાનો આર્યવિધિ આ જ છે.

## સંયમ કે સ્વચ્છંદ?

ધાર્યા પ્રમાણે જનનમર્યાદા વિષેના મારા લેખને લીધે કૃત્રિમ રીતિઓનો પક્ષ કરનારા લોકોએ ઉત્સાહપૂર્વક મારી સાથે પત્રવ્યવહાર માંડ્યો છે. નમૂના દાખલ હું ત્રણ કાગળ આપું છું. ચોથા કાગળમાં મુખ્યત્વે ધર્મચર્ચા છે, એટલે તે છોડી દઉં છું. ત્રણમાંથી એક આ:

"જનનમર્યાદા વિષેના આપના લેખે મને ફરીથી વિચારોમાં નાંખ્યો છે. તે બાબતમાં આપ મને વધુ પ્રકાશ આપો એમ હું માગી લઉં છું. હું માનું છું કે બ્રહ્મચર્ય જ સહુથી સારો અને ઉત્તમ ઉપાય છે. પણ અહીં સવાલ શું આત્મસંયમ કરતાં સંતાનમર્યાદાનો વધુ નથી? અને તેમ હોય તો આત્મસંયમ એ સંતાનમર્યાદાનો સુલભ માર્ગ છે? દરેક યુગમાં કેટલીક મહાન વ્યક્તિઓ હોય જ છે કે જે આત્મસંયમનો ઉત્તમ પદાર્થપાઠ લોકો આગળ મૂકી જાય છે. પણ તેઓ તો સંન્યાસી રહ્યા. તે સંતાનમર્યાદાના પ્રશ્નમાં તો સમજતા પણ ન હોય. તેમનું બ્રહ્મચર્ય બ્રહ્મચર્યને ખાતર જ હોય છે. આથી અસંખ્ય લોકોનો ગંભીર મહત્ત્વનો એવો સામાજિક, આર્થિક તેમજ રાજનૈતિક સવાલ શી રીતે ઉકલી શકે? દરેક

ગૃહસ્થે એ સવાલનો તોડ કરવો રહ્યો. આપણે કેટલાં બાળકોના શિક્ષણની તથા તેમની બીજી શારીરિક તથા નૈતિક સંભાળની જવાબદારી લેવાને શક્તિમાન છીએ એ પ્રશ્ન આજે મોં ફાડીને ઊભો જ છે. આપ તો મનુષ્યસ્વભાવ જાણો છો. સંતાનની આવશ્યકતા મટ્યા પછી ઘણાખરા લોકો વિષયવાસનાનું સફળતાપૂર્વક દમન કરી શકશે ખરા ? વિષયસેવનને આપ ગમે તેટલું નિયંત્રિત કરો, તોપણ લોકસંખ્યાના પ્રશ્નનો ઉકેલ તો નહિ જ થઈ શકે.

હું કબૂલ કરું છું કે સંયોગનો હેતુ સુખ નહિ પણ પ્રજોત્પત્તિ છે. પણ આપે કબૂલ કરી લેવું પડશે કે સુખભોગ એ જ તેનું પ્રધાન પ્રેરક કારણ છે. એવા કેટલા હશે કે જેઓનો પ્રધાન હેતુ સુખોપભોગ હોય અને પ્રજોત્પત્તિ તેનું પરિણામ માત્ર હોય ? અને એવા કેટલા હશે કે જેમનો પ્રધાન હેતુ પ્રજોત્પતિ હોય અને સાથે સાથે સુખ પણ અનુભવે ? આપ કહો છો : 'પ્રજોત્પત્તિની ઇચ્છાનો જ્યાં અભાવ હોય ત્યાં સંયોગ એ ગુનો છે.' આપના જેવા સંન્યાસીને તેમ કહેવું શોભે છે. પણ આપે કહ્યું છે કે જે માણસ પોતાની જરૂરિયાતથી વધુ પરિગ્રહ કરે છે તે ચોર છે! છતાં આપ 'ચોર'ને સાંખી લો છો. તો પ્રજોત્પત્તિની ઇચ્છા અલોપ થયા પછી પણ કામવાસના તૃપ્ત કરનારા 'ગુનેગાર' મનુષ્ય પ્રાણીઓને પણ કાં ન સાંખો ?

આપ કહો છો કે કૃત્રિમ રીતિઓથી સ્ત્રીઓ તેમજ પુરુષો આંધળાંભીંત બને છે. પણ શું 'સામાજિક માન્યતાઓનો દાબ' કદી વિષયોપભોગના અતિરેકને ઘટાડી શક્યો છે ખરો ? સમાજની એ માન્યતાઓની સાથે બીજી ભયંકર માન્યતાઓને પણ આપણે ન વીસરીએ. જેમ કુટુંબ મોટું તેમ માણસ ભાગ્યશાળી અને પ્રતાપી એવા વહેમો આપણામાં નથી ? 'વળી કૃત્રિમ સાધનોથી નપુંસકતા અને નિર્વીર્યતા જ ઊપજે' એને માટે પાકા પુરાવા શું છે ? હું માનું છું કે હજી પણ મનુષ્યની બુદ્ધિ આ બાબતમાં પણ કોઈ તદ્દન નિર્દોષ રીતિની શોધ કરવા અસમર્થ નથી.

આપ કહો છો કે પોતાના કૃત્યના પરિણામથી બચવાની ઇચ્છા કરવામાં અનીતિ રહેલી છે, પણ કૃત્રિમ સાધનોનું કશું જ્ઞાન નહિ ધરાવનારાં કેટલાંય સ્ત્રીપુરુષો પોતાનાં કૃત્યોનાં પરિણામોથી બચવા ઊંટવૈદાનો ને બીજા હીન ઉપાયોનો આશ્રય લે છે. અને તેમ કરી પોતાના જ સ્વાસ્થ્યને હાનિ પહોંચાડે છે એ આપ જાણો છો ? 'કુદરત પોતાના નિયમોના ઉલ્લંઘનનું પૂરેપૂરું ભાડું લેશે' એમ આપ કહો છો. પણ કૃત્રિમ સાધનોના ઉપયોગને કુદરતના નિયમનું ઉલ્લંઘન શા માટે માનીએ ? બનાવટી દાંત, આંખ અથવા શરીરના બીજા બનાવટી અવયવોને કોઈ અસ્વાભાવિક થોડું જ કહે છે ?

સારામાં સારા માણસોએ આ વસ્તુની હિમાયત કરી છે તે વિષયસેવનના સુખને ખાતર નહિ પણ લોકોને આત્મસંયમની તાલીમ આપવા ખાતર. વળી સ્ત્રીના હિતની અવગણના આપણે બહુ કર્યાં કીધી છે એ યાદ રાખવું જોઈએ.

આપ જનનમર્યાદાનો પ્રચાર કરતા થઈ જાઓ એમ હું ઇચ્છતો જ નથી, આશા પણ નથી રાખતો. સત્ય અને બ્રહ્મચર્યને માર્ગે ચાલવાનો પ્રયત્ન કરનારા મનુષ્યોના માર્ગદર્શક તરીકે જ આપ દીપો છો. છતાં આપ તેમાં ભળો નહિ તોપણ અત્યારની આવશ્યકતાઓનો વિચાર કરી આપે તેને યોગ્ય વલણ તો આપતા રહેવું જ જોઈએ."

પ્રથમથી જ હું સ્પષ્ટ કરી દઉં કે મેં સંન્યાસીઓને માટે અથવા સંન્યાસીપંક્તિએથી લખ્યું નથી. તે શબ્દના સામાન્ય અર્થ પ્રમાણે સંન્યાસીપદ પર મારો અધિકાર નથી. સહેજસાજ વિક્ષેપ ન ગણતાં પચીસ વર્ષના મારા અવિચ્છિન્ન સ્વાનુભવને આધારે અને અમુક સિદ્ધાંત ઉપર આવવા માટે જે સમય જોઈએ તેટલો લાંબો સમય જેઓ એ પ્રયોગમાં મારી સાથે ભળ્યા છે તેમના અનુભવને આધારે મેં વિવેચન

કર્યું છે. તે પ્રયોગમાં જુવાન અને વૃદ્ધ, સ્ત્રીઓ અને પુરુષો બધાં સામેલ હતાં. પ્રયોગમાં અમુક અંશે શાસ્ત્રીય ચોકસપણું હતું એવો દાવો થઈ શકે. પ્રયોગ કેવળ નીતિની દૃષ્ટિએ થયો હતો એમાં સંદેહ નથી, પણ જનનમર્યાદાની ઇચ્છામાંથી તે ઉત્પન્ન થયો હતો. મારી પોતાની સ્થિતિ વિશેષે કરીને એ જ હતી. તદ્દન કુદરતી રીતે, પણ પ્રથમ જેની ધારણા નહોતી એવાં, ભારે નૈતિક પરિણામો આવ્યાં. યોગ્ય ઉપચાર વડે બહુ મુશ્કેલી વિના આત્મસંયમ રાખી શકાય છે એમ કહેવાની હું હિંમત કરું છું. એકલો હું જ એમ નથી કહેતો પણ જર્મન અને બીજા કુદરતી ઉપચાર કરનારા પણ એમ જ કહે છે. આ લોકો માને છે કે પાણી અથવા માટીના ઉપચારથી શરીર સંકોચાય છે અને ટાઢા તથા મુખ્યત્વે ફળના ખોરાકથી સ્નાયુમંડળ શાંત થાય છે, વિષયવાસના સહેજે વશ થાય છે, અને સાથેસાથે શરીરનો બાંધો દૃઢ થાય છે. નિયમિત પ્રાણાયામથી પણ એ જ પરિણામ આવે છે એમ રાજયોગીઓ પણ કહે છે. પાશ્ચાત્ય તથા આપણા પ્રાચીન ઉપચાર સંન્યાસીને માટે નહિ પણ ખરી રીતે ગૃહસ્થને માટે જ છે. વસ્તીમાં અઘટિત વધારો ન થાય એટલા માટે જનનમર્યાદા આવશ્યક છે એમ કોઈ કહે તો હું તેની ના પાડું છું. તે કોઈએ કદી સાબિત કર્યું નથી. મારા મત પ્રમાણે જમીનની યોગ્ય વહેંચણી થાય, ખેતી સુધરે અને તેને અંગે બીજો ઉદ્યોગ હોય તો આ જ દેશમાં અત્યારે છે તેથી બમણી વસ્તીનો નિર્વાહ થઈ શકે. જનનમર્યાદાના હિમાયતીઓમાં હું ભળ્યો છું તે કેવળ દેશની હાલની રાજદ્વારી સ્થિતિને કારણે.

પ્રજાની જરૂર ન હોય એટલે વિષયસેવન બંધ થવું જોઈએ એમ હું સૂચવું છું. આત્મસંયમના ઉપાય લોકપ્રિય અને કાર્યસાધક કરી શકાય. સુશિક્ષિત વર્ગે એ ઉપાય કદી અજમાવ્યા નથી. સંયુક્ત કુટુંબની પદ્ધતિને લીધે એ વર્ગ ઉપર હજુ દબાણ આવ્યું નથી, અને જેના ઉપર દબાણ આવ્યું છે તેમણે એ પ્રશ્નમાં આવી જતી નીતિની વાત વિચારી નથી. બ્રહ્મચર્ય વિષે ક્યાંકક્યાંક ભાષણ થયાં હોય તે સિવાય સંતાનમર્યાદાને અર્થે આત્મસંયમના પક્ષમાં નિયમિત હિલચાલ થઈ નથી. તેથી ઊલટું હજી એવો વહેમ છે કે મોટું કુટુંબ શુભ વસ્તુ છે અને તેથી ઇચ્છવાયોગ્ય છે. અમુક પરિસ્થિતિમાં પ્રજોત્પત્તિ જેમ ધર્મ હોય તેમ બીજી પરિસ્થિતિમાં સંતાનમર્યાદા ધર્મ હોય છે. આવા ઉપદેશ ધર્મગુરુઓ સાધારણ રીતે કરતા નથી. વિષયસેવન જીવનને આવશ્યક છે એમ જનનમર્યાદાના હિમાયતીઓ માની લે છે એવો મને ભય છે. સ્ત્રીજાતિને વિષે ચિંતા બતાવવામાં આવે છે તે અત્યંત કરુણાજનક છે. કૃત્રિમ રીતે જનનમર્યાદાને ટેકો આપતાં સ્ત્રીજાતિનો પક્ષ કરવાનો આડંબર કરવો એમાં મારા મત પ્રમાણે સ્ત્રીજાતિનું અપમાન છે. વાત એમ છે કે પુરુષે પોતાની વિષયલંપટતાથી સ્ત્રીની અધોગતિ કરી છે, અને કૃત્રિમ પદ્ધતિઓના હિમાયતીઓ ગમે તેવા શુભ આશયવાળા હોય તોપણ તેને પરિણામે સ્ત્રીઓની વધારે દુર્દશા થાય. કૃત્રિમ રીતિઓનો પક્ષ કરનારી કેટલીક આ જમાનાની સ્ત્રીઓ છે એ હું જાણું છું. પણ મોટે ભાગે તો સ્ત્રીઓ તેને પોતાના ગૌરવને હીણપત લગાડનારી જ ગણશે એમાં મને શંકા નથી. પુરુષ સ્ત્રીનો હિતેચ્છુ હોય તો તે આત્મ-

સંયમ કરે. સ્ત્રી કેવળ નિર્દોષ છે, પુરુષ અગ્રેસર છે. ખરી રીતે તે જ અપરાધી છે.

કૃત્રિમ રીતોના હિમાયતીઓને પરિણામ વિચારવાનો હું આગ્રહ કરું છું. એ રીતનો વિશાળ પ્રચાર થાય તો વિવાહનું બંધન છૂટી જાય અને સ્વચ્છંદ વર્તે. વિષયવાસનાનું સેવન તેને જ અર્થે માણસ કરે તો ઘરથી લાંબો વખત દૂર હોય, અથવા લાંબા વિગ્રહમાં સિપાઈ તરીકે રોકાયેલ હોય, અથવા વિધુર હોય, અથવા સ્ત્રી માંદી હોય, અને કૃત્રિમ રીત વાપરતાં છતાં વિષયસેવનથી તેની તબિયતને નુકસાન થાય એવું હોય, ત્યારે તે શું કરે?

બીજો કાગળ આ છે:

"કૃત્રિમ રીતિઓ હાનિકારક છે એમ કહી આપને ઇષ્ટ લાગેલું માની લો છો. ૧૯૨૨માં લંડનમાં ભરાયેલી જનનમર્યાદાની પરિષદમાં દાક્તરોની એક સમિતિએ જાહેર કરેલું કે 'કૃત્રિમ સાધનો હાનિકારક છે એમ માનવાને કશો પુરાવો નથી. એટલું જ નહિ પણ માનસશાસ્ત્રની દૃષ્ટિએ, કાયદાની અને નીતિની દૃષ્ટિએ કૃત્રિમ સાધનોનો પ્રયોગ ગર્ભપાતથી તદ્દન ભિન્ન ગણાવો જોઈએ.'

"આપ કહો છો કે 'કૃત્રિમ સાધનોથી નિર્વીર્યતા વગેરે ઉત્પન્ન થાય છે.' તેનો અર્થ એ નથી થતો કે આપણે આ સાધનોને વધુ શાસ્ત્રીય બનાવવા મથવું જોઈએ? આપ કહો છો કે 'સંયોગનો હેતુ ભૂખ નહિ પણ પ્રજોત્પત્તિ છે.' એ કોણે ઠરાવ્યું? ઈશ્વરે? ત્યારે પછી તેણે કામવૃત્તિ શા માટે ઉત્પન્ન કરી? આપ જો કૃત્રિમ સાધનોને હાનિકારક સિદ્ધ ન કરી શકો તો આપની બીજી દલીલોમાં કંઈ તાકાત જ નથી. અને મેં આજ સુધી જે જોયું છે તે પરથી અને મારા પ્રયોગ પરથી હિંમતપૂર્વક કહું છું કે યોગ્ય રીતિઓનું અનુકરણ થાય તો તેમાં હાનિ નથી થતી. કોઈ પણ કૃત્યની

નીતિઅનીતિનો નિર્ણય પરિણામ ઉપરથી જ થવો જોઈએ, બુદ્ધિમાંથી ઘટાવીને નહિ."

આ લેખક અડગ છે. વિવાહનું બંધન પવિત્ર છે એમ માનીએ અને તેને પવિત્ર રાખવા ઇચ્છીએ તો વિષયસેવન નહિ પણ આત્મસંયમને સિદ્ધાંતરૂપ ગણવો જોઈએ એમ મેં બતાવ્યું છે. મને ઇષ્ટ વાત હું માની લેતો નથી. કારણ હું કહું છું કે ગમે એવા સારા હોય તોપણ કૃત્રિમ ઉપાયો હાનિકારક છે. તે પોતે કદાચ હાનિકારક ન હોય પણ વારંવાર ઉપયોગને પરિણામે કામવાસના પ્રબળ થાય છે એટલે તે હાનિકારક છે. વિષયસેવન યોગ્ય છે એટલું જ નહિ પણ ઇચ્છવાજેવું છે એમ જે માને તે કેમે ધરાશે નહિ, અને છેવટે મનોબળમાત્ર ખોઈ બેસશે. શરીરે, મનમાં અને આત્મામાં માણસને બળ આપનારી આવશ્યક અને અમૂલ્ય શક્તિનો વિષયસેવનથી ક્ષય થાય છે એમ હું માનું છું. આત્માનો મેં હમણાં ઉલ્લેખ કર્યો તોપણ આ ચર્ચામાં મેં જાણી કરીને તેને દૂર રાખેલ છે, કેમકે પત્રલેખકો કે જેમને આત્માનો વિચાર જ નથી તેમણે કરેલી દલીલોનો માત્ર જવાબ આપવાને અર્થે આ ચર્ચા છે. અતિવિવાહિત અને ક્ષીણપ્રાણ હિંદુસ્તાનને કૃત્રિમ ઉપાય સાથે વિષયસેવન નહિ પણ સંપૂર્ણ સંયમ શીખવવાની જ જરૂર છે. તો જ દેશની ગયેલી શક્તિ પાછી આવે. જનનમર્યાદાના હિમાયતીઓએ વર્તમાનપત્રોમાં અનીતિપોષક દવાઓની જે જાહેરખબરો આવે છે તેમાંથી ચેતવું જોઈએ. આ વિષય ચર્ચતાં મને સંકોચ થાય છે. એમાં ખોટી શરમ નથી. હું નક્કી જાણું છું કે આપણા દેશના ક્ષીણપ્રાણ જુવાનિયા વિષયસેવનના પક્ષમાં

ગોળગોળ દલીલ થાય તેના સહજ ભોગ થઈ પડે એમ છે, અને એટલે જ મને સંકોચ થાય છે.

બીજા પત્રલેખકે દાક્તરનું પ્રમાણપત્ર રજૂ કર્યું છે તે વિરુદ્ધ મારે કંઈ કહેવાનું રહેતું નથી. તે તદ્દન અપ્રસ્તુત છે. યોગ્ય કૃત્રિમ ઉપાય શરીરને નુકસાન કરે છે અથવા વંધ્યત્વ આણે છે, એ વિષે હું હા કે ના કંઈ કહેતો નથી. પોતાની સ્ત્રીઓ સાથે વિષયસેવન કરીને પાયમાલ થયેલા સેંકડો જુવાનોને મેં જોયા છે. અને હોશિયારમાં હોશિયાર દાક્તરોનું મંડળ આ વાતને નાસાબિત કરી શકે એમ નથી.

પહેલા લેખકે ખોટા દાંતનો દાખલો લીધો છે તે લાગુ પડતો નથી. ખોટા દાંત કૃત્રિમ અને અસ્વાભાવિક છે. પણ તે એક જરૂરનો અર્થ સારે છે. પરંતુ કૃત્રિમ ઉપાયો તો ભૂખ ભાગવા નહિ પણ સ્વાદને અર્થે ખાવા ઇચ્છનાર માણસ દવા ખાય એના જેવા છે. વિલાસને અર્થે વિષયસેવન પાપ છે તે જ પ્રમાણે સ્વાદને અર્થે ખાવું તે પણ પાપ છે.

ત્રીજા પત્રની માહિતી જાણવાજેવી છે:

“અમેરિકન સરકારનો આ વસ્તુના પ્રચાર સામે વિરોધ છે એ આપ જાણતા જ હશો. પણ જાપાને તેને પૂરી છૂટથી અનુમતિ આપી છે એ પણ આપ જાણતા જ હશો. બન્નેનાં કારણો જાણીતાં છે. અમેરિકાના વલણમાં બહુ વખાણવાજેવું કશું નથી, પણ જાપાનના વલણમાં કંઈ વખોડવાજેવું છે ખરું? જાપાની સરકારે વસ્તુસ્થિતિ પારખી છે એટલો યશ તેને નહિ આપવો જોઈએ? તેને પ્રજોત્પત્તિ બંધ કરવી રહી. સાથે જનનમર્યાદાની પદ્ધતિનો આશરો લેવાની તેને જરૂર નથી? આપનો રસ્તો આદર્શ રસ્તો ભલે હોય પણ વ્યવહારુ છે ખરો? આ પ્રશ્નને માટે તો આમ-

હિલચાલની જરૂર છે. હિંદુસ્તાનની વધતી જતી સંખ્યા ઘટાડવાને આમ હિલચાલ સિવાય બીજો રસ્તો જ નથી. આપનો સંયમનો રસ્તો તો બહુ જ ઓછા લોકો લેશે.”

અમેરિકા અને જાપાન વિષે હું કંઈ જાણતો નથી. જાપાન જનનમર્યાદાનો પક્ષ શું કામ કરે છે તે હું જાણતો નથી. લેખકની વાત સાચી હોય અને કૃત્રિમ ઉપાયો વડે જનનમર્યાદા જાપાનમાં લેશમાત્ર સામાન્ય હોય તો આ સરસ પ્રજાની નૈતિક અધોગતિ છે એમ કહેવાની હું હિંમત કરું છું.

મારી વાત તદ્દન ખોટી હોય, મારા સિદ્ધાંતો ખોટા પાયા ઉપર રચાયા હોય, પણ કૃત્રિમ ઉપાયના હિમાયતીઓએ ધીરજ રાખવાની જરૂર છે. હાલના દાખલા વિના તેઓ પાસે બીજું કાંઈ સાધન નથી. જે પદ્ધતિ દેખીતી રીતે માણસની નૈતિક દૃષ્ટિને અણગમતી છે એને વિષે નિશ્ચયપૂર્વક ભવિષ્ય ભાખવાને હજી વાર છે. તરુણોની સાથે ખેલ ખેલવા સહેલા છે. પણ એવા ખેલનાં અનિષ્ટ પરિણામો ટાળવાં કઠણ છે.

# બધા બ્રહ્મચારી

મારા અભિમાનથી કહો કે અજ્ઞાનથી, કે બન્નેને લીધે, હું એમ માનતો કે પોતાનાં બધાં બાળકોને ને બાળાઓને બ્રહ્મચારી કે બ્રહ્મચારિણી રાખવાનો પ્રયત્ન કરનાર હું જ હોઈશ અથવા તો મારા કેટલાક સાથીઓ જ હશે. પણ મારું અભિમાન ભાગ્યું છે. મારું અજ્ઞાન દૂર થયું છે. મારી પાસેના સ્વયંસેવકોમાંથી એક—ની પ્રાંતિક સમિતિના મંત્રીનો ભત્રીજો છે. તે પોતે બ્રહ્મચારી છે, એટલું જ નહિ પણ તેમના બધા ભાઈઓને તેમના પિતાએ બ્રહ્મચારી રાખવાનો ઇરાદો કર્યો છે. તેઓ પોતે જ ઇચ્છે તો તેમને સારુ યોગ્ય કન્યા શોધવા તેઓ તૈયાર છે; બળાત્કાર કરવા નથી ઇચ્છતા. પણ પોતાનાં બાળકોને હાલ તાલીમ પણ એવી જ આપે છે કે જેથી તેઓ બ્રહ્મચારી જ રહે. તેમના બધા પુત્રો જુવાન છે અને પોતાને ધંધે વળગેલા છે અને હજુ લગી તેઓ સ્વેચ્છાએ બ્રહ્મચારી રહેલા છે. બંગાળમાં એ જ રીતે કન્યાઓને પણ કેળવવામાં આવે છે એમ હું જોઉં છું. તેનું પ્રમાણ નજીવું જ છે, છતાં એ પ્રયત્ન છે. આ પ્રયત્ન પશ્ચિમના સુધારાને આભારી નથી પણ પ્રયત્ન કરનાર માબાપો કેવળ ધાર્મિક ભાવથી આકર્ષાઈ પ્રયત્ન કરી રહ્યાં છે.

# સત્ય વિ૦ બ્રહ્મચર્ય

એક મિત્ર નીચે પ્રમાણે મહાદેવ દેશાઈને લખે છે:

"આપને યાદ હશે કે અમુક મહિના અગાઉ 'બ્રહ્મચર્ય' ઉપર 'નવજીવન'માં લેખ લખતાં — જેનો તરજૂમો 'યંગ ઇંડિયા'માં આપે જ કરેલો લાગે છે — ગાંધીજીએ એકરાર કરેલો કે હજુયે એમને દૂષિત સ્વપ્નાં આવે છે! એ વાંચતાં જ આવા એકરારોની અસર સારી ન જ થાય એમ મને લાગેલું; અને પાછળથી મારો આ ભય ખરો પડેલો મેં જાણ્યો.

"વિલાયતની અમારી મુસાફરી દરમ્યાન મેં અને મારા બે સાથીઓએ અનેક લાલચો સામે અમારું ચારિત્ર શુદ્ધ રાખેલું. પેલા ત્રણ 'મ'થી તો તદ્દન દૂર જ રહેલા. પણ ગાંધીજીનું ઉપરનું લખાણ વાંચી મારા મિત્ર તદ્દન જ હતાશ થઈ ગયા, અને મને મક્કમપણે જાહેર કર્યું કે 'આટઆટલા ભગીરથ પ્રયત્નો પછી ગાંધીજીને પણ આમ થાય તો પછી આપણે ક્યાં? આ બ્રહ્મચર્યાદિ પાળવાના પ્રયત્ન કરવા એ ફોગટ ફાંફાં છે. ગાંધીજીના એકરારથી મારું દૃષ્ટિબિંદુ સમૂળગું બદલાઈ ગયું છે. મને આજથી ગયો સમજ.' કંઈક વીલે મોઢે મેં બચાવ કરવા માંડ્યો: 'જો ગાંધીજી જેવાને પણ આ માર્ગે જવું આટલું કઠણ છે તો પછી આપણે આપણા

પ્રયત્નો ત્રેવડવા જોઈએ,' વગેરે વગેરે—જેવી દલીલો કદાચ ગાંધીજી કે આપ કરો. પણ એ બધું મિથ્યા. આજ સુધી નિષ્કલંક અને સુંદર રહેલું ચારિત્ર કલંકિત થયું. કર્મસિદ્ધાંતાનુસાર આ અધઃપતનનો કંઈક દોષ કોઈ ગાંધીજી ઉપર ચોંટાડે તો આપ યા ગાંધીજી શું કરો?

"જ્યાં સુધી આ એક જ દાખલો ધ્યાનમાં હતો ત્યાં સુધી મેં આપને ન લખ્યું—'અપવાદ' ના સહેલાસૂતરા જવાબથી ટળવા હું તૈયાર નહોતો. પણ ત્યારપછી બીજા દાખલાઓએ મજકૂર લેખના વાચન પછીના મારા ભયને પુરવણી આપી છે, અને ઉપર જણાવેલ મારા મિત્ર ઉપર જે અસર થઈ તે માત્ર અપવાદરૂપે જ નહોતી તેની મને ખાતરી કરી આપી છે.

"ગાંધીજીને સહેલાઈથી શક્ય એવી હજારો બાબતો મારે માટે તો સાવ અશક્ય એ હું જાણું છું, પણ ભગવત્કૃપાએ એ બળ મેળવ્યું છે કે ગાંધીજીને અશક્ય એવી એકાદ કોઈક બાબત મને શક્ય થઈ શકે ખરી. ગાંધીજીના એકરાર પછી અંતર વલોવાયું, અને બ્રહ્મચર્યનું સ્વાસ્થ્ય ડોળાયું છે તે હજુ પોતાની સ્થિતિમાં પાછું નથી આવ્યું—પણ આવા એકાદ વિચારે જ મને પડતો બચાવ્યો છે. ઘણીવાર એક દોષ બીજા દોષોમાંથી ઉગારી લે છે. મારી આ બાબતમાં મારા અભિમાનના દોષે (ગાંધીજીને અશક્ય અને મને શક્ય!!!) મને પડતો અટકાવ્યો!

"ગાંધીજીના ધ્યાન ઉપર આ વાત લાવવાની કૃપા કરશો?—ખાસ કરીને હમણાં કે જ્યારે પોતે આત્મકથા લખી રહ્યા છે. સત્ય અને નર્યું સત્ય લખવું એમાં બહાદુરી તો જરૂર છે, પણ દુનિયામાં અને 'નવજીવન' 'યંગ ઇંડિયા' ના વાચકોમાં એથી વિરુદ્ધનો ગુણ વધુ પ્રમાણમાં છે, અને આથી એકનો ખોરાક તે બીજાને ઝેર સમાન થઈ પડે."

આવી ફરિયાદ નવી નથી. અસહકારનું આંદોલન જોરથી ચાલતું હતું અને જ્યારે મેં મારી ભૂલ કબૂલ કરી,

ત્યારે મને એક મિત્રે સરળ ભાવે લખ્યું: 'તમારે તો ભૂલ થાય તોયે કબૂલ ન કરવી જોઈએ. ભૂલ ન જ કરે એવો કોઈક તો છે એવો લોકોને ખ્યાલ રહેવો જોઈએ. તમે આવા ગણાતા હતા. હવે તમે ભૂલનો સ્વીકાર કર્યો એટલે લોકો હતાશ થવાના.' આ કાગળથી હું હસ્યો અને મને ખેદ થયો. લખનારના ભોળપણનું મને હસવું આવ્યું. ભૂલ ન કરે એવો મનુષ્ય ન મળે તો કોઈને એવો મનાવવાનો વિચાર સરખોયે મને ત્રાસદાયક લાગ્યો.

મારાથી ભૂલ થાય ને તે જાણવામાં આવે તેથી લોકોને હાનિ થવાને બદલે લાભ જ થાય. મારી ભૂલોના શિઘ્ર સ્વીકારથી પ્રજાને લાભ જ થયો છે એવો મારો દૃઢ વિશ્વાસ છે. મને પોતાને તો તેથી લાભ જ થયો છે એમ મેં અનુભવ્યું છે.

તેવું જ મારાં દૂષિત સ્વપ્નાં વિષે સમજવું. હું સંપૂર્ણ બ્રહ્મચારી ન હોવા છતાં તેવો હોવાનો દાવો કરું તેથી તો જગતને ઘણું નુકસાન પહોંચે. કેમકે તેથી બ્રહ્મચર્ય કલંકિત બને, સત્યનો સૂરજ ઝાંખો થાય. મારા બ્રહ્મચર્યના મિથ્યા દાવાથી બ્રહ્મચર્યની કિંમતને હું કેમ ઘટાડું? અત્યારે તો હું જોઈ શકું છું કે બ્રહ્મચર્યપાલનના જે ઉપાયો હું બતાવું છું તે સંપૂર્ણ નથી, બધાને સારુ તે સંપૂર્ણતાએ સફળ નથી થતા; કેમકે હું પોતે સંપૂર્ણ બ્રહ્મચારી નથી. જગત માને છે કે હું સંપૂર્ણ બ્રહ્મચારી છું, ને મારાથી તેની જડીબુટ્ટી ન બતાવી શકાય એ કેવી ઊણપ ગણાય?

હું સાચો સેવક છું, હું જાગ્રત રહું છું, મારો પ્રયત્ન કદર છે, એટલું કાં બસ ન ગણાય? એટલી વાત જ કાં

બીજાઓને મદદ ન કરે? હું પણ વિચારના વિકારોથી દૂર ન રહી શકું તો બીજાઓનું શું કહેવું? એવી ખોટી ત્રિરાશિ જોડવાને બદલે આવી સીધી ત્રિરાશિ કાં ન જોડાય કે જો ગાંધી જે એક વખતે વિકારી અને વ્યભિચારી હતો તે આજે પોતાની સ્ત્રીની સાથે અવિકારી મિત્રતા રાખી શકે છે, અને જો તે આજે રંભા જેવી યુવતીની સાથે પણ પોતાની દીકરી કે બહેન સમાન રહી શકે છે તો આપણે બધા એટલું કાં ન કરી શકીએ? આપણા સ્વપ્નદોષને, વિચારવિકારોને ઈશ્વર દૂર કરશે જ. આ સીધો મેળ છે.

લખનારના મિત્રો જે મારી સ્વપ્નદોષની કબૂલાતથી પાછા હઠ્યા તે આગળ વધ્યા જ નહોતા. તેમનો ખોટો નિશો હતો તે ઊતર્યો. બ્રહ્મચર્યાદિ મહાવ્રતોની સત્યતા કે સિદ્ધિ મારા જેવા કોઈના ઉપર અવલંબિત નથી. એની પાછળ લાખોએ તેજસ્વી તપશ્ચર્યાઓ કરી છે, ને કેટલાકે સંપૂર્ણ વિજય મેળવ્યો છે.

તે ચક્રવર્તીઓની પંક્તિમાં ઊભવાનો મને અધિકાર મળશે ત્યારે મારી ભાષામાં આજ છે તેના કરતાં વધારે નિશ્ચય જોવામાં આવશે. જેના વિચારમાં વિકાર નથી, જેની નિદ્રામાં ભંગ નથી, જે સૂતો છતાં જાગ્રત રહી શકે છે, તે નીરોગી હોય છે. તેને ક્વિનીનના સેવનની જરૂર નથી પડતી. તેના નિર્વિકારી રક્તમાં જ એવી શુદ્ધિ હોય છે કે તેને મલેરિયા ઇત્યાદિનાં જંતુઓ દુઃખ દઈ શકતાં નથી. એ સ્થિતિ મેળવવાને સારુ મથી રહ્યો છું. તેમાં હાર જેવી વસ્તુ છે જ નહિ. તે પ્રયત્નમાં લખનારને, તેમના શ્રદ્ધાહીન મિત્રોને અને બીજા વાંચનારાઓને સાથી થવા હું નિમંત્રણ કરું છું.

અને ઇચ્છું છું કે લખનારની જેમ તેઓ મારા કરતાં વધારે તીવ્ર વેગથી આગળ વધે. જેઓ પાછળ હોય તે મારા જેવાના દૃષ્ટાન્તથી આત્મવિશ્વાસુ બને. મને જે કંઈ સફળતા મળી હોય તે હું નિર્બળ હોવા છતાં, વિકારવશ હોવા છતાં,—પ્રયત્નથી, શ્રદ્ધાથી ને ઇશ્વરકૃપાથી મેળવી શક્યો છું.

એટલે કોઈને નિરાશ થવાનું કારણ જ નથી. મારું માહાત્મ્ય મિથ્યા ઉચ્ચાર છે. તે પદ તો મારી બાહ્ય પ્રવૃત્તિને —મારા રાજપ્રકરણને—આભારી છે. તે ક્ષણિક છે. મારો સત્યનો, અહિંસાનો, બ્રહ્મચર્યાદિનો આગ્રહ એ જ મારું અવિભાજ્ય ને કીમતીમાં કીમતી અંગ છે. તેમાંનું જે કંઈ મને ઇશ્વરદત્ત થયું છે તેની ભૂલેચૂકે પણ કોઈ અવગણના ન કરો. તેમાં નિષ્ફળતા પણ સફળતાનાં પગથિયાં છે. તેથી નિષ્ફળતાઓ પણ મને પ્રિય છે.

# બ્રહ્મચર્ય વિષે

આજકાલ બ્રહ્મચર્ય વિષે મારી ઉપર કાગળોનો વરસાદ વરસી રહ્યો છે. તેમાંથી એકમાં રહેલા કેટલાક પ્રશ્નોનો ઉત્તર અહીં આપું છું.

"બ્રહ્મચર્ય એટલે શું?"

બ્રહ્મચર્ય એટલે આત્માને (બ્રહ્મને) ઓળખવાનો માર્ગ. એટલે સર્વ ઇંદ્રિયોનો નિગ્રહ. એટલે મુખ્યત્વે સ્ત્રી અથવા પુરુષે વિષયભોગનો મનથી, વાચાથી ને કાયાથી ત્યાગ કરવો તે.

"આપના આદર્શ બ્રહ્મચારીને વીર્યનો ઉપયોગ કરવો પડે કે?"

આ સવાલ ઊલટો છે. મારા આદર્શ બ્રહ્મચારીને વીર્યનો ઉપયોગ કરવાપણું એટલે પ્રજોત્પત્તિ કરવાપણું રહેતું જ નથી. આદર્શ બ્રહ્મચારી તો પ્રજાનું દુ:ખ જોઈ તેના દુ:ખમાં જ લીન થઈ જાય છે, ને તેના દુ:ખનિવારણમાંથી તેને પ્રજોત્પત્તિપ્રપંચમાં પડવું ઝેરસમાન લાગે છે. જેણે સંસારદુ:ખનું સંપૂર્ણતાએ દર્શન કર્યું છે તેને વિકાર થશે જ નહિ. તે તો વીર્યનો સંગ્રહ જ કરશે. જે પદાર્થથી પ્રજાની ઉત્પત્તિ થઈ શકે છે તે પદાર્થનો જે પુરુષ પોતાના

દેહમાં સંગ્રહ કરી શકે છે, તે એવો વીર્યવાન બને છે કે તેને જગત વંદે છે. તે ચક્રવર્તીના કરતાં પણ વધારે સત્તા ભોગવે છે. જે પુરુષ કેવળ ભોગ ભોગવવા ક્ષણિક વિષયસુખને જ ખાતર વીર્યનો ક્ષય થવા દે છે તે શક્તિહીન બને છે; તેના શરીર કરતાં તેનું મન વધારે શક્તિહીન બને છે; તે દયાને પાત્ર છે. પોતાની મૂર્છામાં તે ભલે સુખ માને, ભલે અનીતિને નીતિ માની પોતાને અને સમાજને છેતરે, પણ તેની સ્થિતિ તો એટલી જ દયાજનક છે જેટલી એક જ્ઞાનહીન ખેડૂત પોતાની પાસે પડેલાં બીજ પોતાની રમતને ખાતર પાણીમાં કે પથ્થરમાં ફેંકી દઈને પોતાની કરી મૂકે છે.

" સ્ત્રીપુરુષનાં આકર્ષણો શું અસ્વાભાવિક છે ? "

વિષય ભોગવવાને ખાતર થતું આકર્ષણ એટલું બધું અસ્વાભાવિક છે કે જો પ્રત્યેક પુરુષ પ્રત્યેક સ્ત્રી પ્રત્યે ને પ્રત્યેક સ્ત્રી પ્રત્યેક પુરુષ પ્રત્યે આકર્ષાય તો જગતનો આજે પ્રલય થાય. સ્ત્રીપુરુષ વચ્ચે સ્વાભાવિક આકર્ષણ તો જેવું ભાઈબહેન, માદીકરો કે બાપદીકરી વચ્ચે હોય તે છે. એવી મર્યાદાથી જ જગતની હસ્તી સંભવી શકે છે. હું જગતમાત્રની સ્ત્રીને મા, બહેન કે દીકરી સમજી મારો વ્યવહાર ચલાવી શકું છું. જો બધી સ્ત્રીઓના પ્રત્યે વિકારી બનું તો ? તેઓ મારા શા હાલ કરે ? તેમના કશા પ્રયત્ન વિના મારા શા હાલ થાય ? પ્રજોત્પત્તિ એ સ્વાભાવિક ક્રિયા છે ખરી, પણ તેની મર્યાદાઓ સ્પષ્ટ છે. તે મર્યાદાનું પાલન નથી થતું તેથી સ્ત્રીજાતિ ભયભીત રહે છે, તેથી પ્રજા નામર્દ બને છે, તેથી વ્યાધિઓ વધે છે, તેથી પાખંડ પ્રવર્તે છે, ને જગત નિરીશ્વર જેવું બની રહે છે. મનુષ્ય વિષયભોગમાં ઓતપ્રોત

જાય છે ત્યારે તે પોતાનું ભાન ભૂલી જાય છે. બેભાન સ્થિતિમાં રહેલો મનુષ્ય કંઈક લખી નાંખે ને છપાવે તેથી આપણે મોહાઈ તેનું અનુકરણ કરીએ તો? પણ અત્યારે વાંચનારી સમાજમાં વ્યવહાર તો આવો જ ચાલી રહ્યો છે. ફૂદું દીવાની આસપાસ ઘૂમરી ખાધા કરે છે તે વેળા તેના ક્ષણિક સુખનો વિચાર તે નોંધે, ને આપણે તેને જ્ઞાની માની તેની નોંધ વાંચી તેનું અનુકરણ કરવા બેસીએ તો? અરે, દંપતી વચ્ચે પણ વ્યભિચારી આકર્ષણ સ્વાભાવિક નથી એમ હું મારો અને મારા સાથીઓનો અનુભવ જાહેર કરવા ઇચ્છું છું. વિવાહનો અર્થ બન્નેએ પોતાના પ્રેમને નિર્મળ કરી ઈશ્વરપ્રેમ અનુભવવાનો છે. દંપતી વચ્ચે નિર્વિકાર પ્રેમ અસંભવિત નથી. મનુષ્ય પશુ નથી. ઘણા પશુજન્મોને અંતે તે મનુષ્ય બન્યો છે. તે જ ટટ્ટાર રહેવા જન્મેલો છે. પશુતા ને પુરુષાર્થમાં એટલો ભેદ છે જેટલો જડ ને ચેતન વચ્ચે છે.

"બ્રહ્મચર્યનો સાક્ષાત્કાર કરવા સારુ કુટુંબનો ત્યાગ આવશ્યક છે?"

નથી અને છે. જે પોતાના વિકારોને વશ રાખી શકે છે તેને બાહ્ય ત્યાગની ઓછી જરૂર છે. જે પોતાના વિકારને રોકવા અસમર્થ છે તે જેમ મનુષ્ય અગ્નિથી દૂર ભાગે છે તેમ જ્યાં જ્યાં વિકાર પેદા થતા જુએ ત્યાંથી સો જોજન દૂર જાય.

"બ્રહ્મચર્યને પંથે જનારને સારુ કંઈ પગથિયાં બતાવશો?"

પ્રથમ પગથિયું તેની આવશ્યકતાનું ભાન થવું તે છે; એટલા સારુ તે વિષયનાં પુસ્તકોનું વાચનમનન છે.

બીજું, ધીમેધીમે ઇંદ્રિયનિગ્રહ આદરવો ઘટે. બ્રહ્મચારી સ્વાદને રોકે; જે ખાય તે પોષણ અર્થે. આંખથી મલિન વસ્તુ ન જુએ. આંખને હમેશાં શુદ્ધ વસ્તુ જોવામાં જ રોકે અથવા તેને બંધ કરે. તેથી જ સભ્ય સ્ત્રીપુરુષ હાલતાં, ચાલતાં ધરતી ભણી જોતાં રહે ને શરીરની તુચ્છતાનું દર્શન કરે. કાનેથી કંઈ બીભત્સ વસ્તુ સાંભળે જ નહિ. નાકેથી અનેક પ્રકારની વિકાર ઉત્પન્ન કરનારી વસ્તુઓ નહિ સૂંઘે. સ્વચ્છ માટીમાં જે સુગંધ છે તે અત્તરગુલાબોમાં નથી. જેને ટેવ નથી તે તો એ કૃત્રિમ સુગંધોથી અકળાય છે. હાથપગને પણ એકે બૂરા કામને સારુ નહિ વાપરે. પ્રસંગોપાત્ત ઉપવાસાદિ કરે.

ત્રીજું પોતાનો બધો સમય સત્કાર્યમાં, જગતસેવામાં જ ગાળે.

ચોથું, સત્સંગ સેવે, સારાં પુસ્તકો વાંચે ને આત્મદર્શન વિના વિકારોનો સર્વથા નાશ નથી જ એમ જાણી રામનામાદિ હમેશાં રટી ઈશ્વરપ્રસાદની યાચના કરે.

આમાં એકે વસ્તુ એવી નથી કે જે સામાન્યમાં સામાન્ય સ્ત્રીપુરુષ પણ ન કરી શકે. પણ—એ જ મોટો પહાડ છે. બ્રહ્મચર્યની આવશ્યકતા વિષે પૂરી શ્રદ્ધા નથી હોતી એટલે મનુષ્ય અનેક પ્રકારનાં ફાંફાં મારે છે. જેને તેની ઇચ્છા થઈ છે તેને એ વસ્તુ સાધ્ય છે એ વિષે કાંઈયે શંકા કરવાનું કારણ નથી. જગત બ્રહ્મચર્યના ઓછાવત્તા પાલનથી જ નભે છે એ જ સૂચવે છે કે તેની આવશ્યકતા છે ને તે સંભવિત છે.

# નૈષ્ઠિક બ્રહ્મચર્ય

બ્રહ્મચર્ય વિષે મારે કંઈક કહેવું એવી માગણી થઈ છે. કેટલાક વિષયો એવા છે કે જે વિષે હું પ્રસંગોપાત્ત 'નવજીવન'માં લખું છું અને ભાગ્યે જ કોઈવાર તેના ઉપર બોલું છું, કારણ એ બોલવાથી ન સમજી શકાય એવી અને અતિશય કઠણ વસ્તુ છે એમ હું જાણું છું. તમે જે બ્રહ્મચર્ય વિષે સાંભળવા ઇચ્છો છો તે તો સામાન્ય બ્રહ્મચર્ય વિષે, જેની વિસ્તૃત વ્યાખ્યા સર્વ ઇંદ્રિયોનો સંયમ એવી છે એ બ્રહ્મચર્ય વિષે નહિ. તે સામાન્ય બ્રહ્મચર્યને પણ શાસ્ત્રોએ અતિશય કઠણ વસ્તુ તરીકે વર્ણવેલું છે.

એ કથનમાં નવાણું ટકા સત્ય છે, એક ટકાની ઊણપ છે એમ કહેવાની હું રજા લઉં. એનું પાલન કઠણ લાગે છે, કારણ બીજી ઇંદ્રિયોનો સંયમ આપણે કરતા નથી. એ બીજી ઇંદ્રિયોમાં મુખ્ય રસેન્દ્રિય. જે જીભને કાબૂમાં રાખશે તેને બ્રહ્મચર્ય સહજમાં સહજ વસ્તુ થઈ પડશે. પ્રાણીશાસ્ત્રના અભ્યાસીઓએ કહ્યું છે કે પશુઓ જેટલે અંશે બ્રહ્મચર્ય પાળે છે તેટલે અંશે મનુષ્ય નથી પાળતો. આ સાચું છે. એનું કારણ તપાસીશું તો જણાશે કે પશુઓ જિહ્વેન્દ્રિય ઉપર

પૂરેપૂરો અંકુશ ભોગવે છે—ઇચ્છાપૂર્વક નહિ, પણ સ્વભાવે જ. કેવળ ઘાસચારા ઉપર તેનો નિભાવ છે. તે પણ તે પેટપૂરતું જ ખાય છે. તે જીવવાને અર્થે ખાય છે, ખાવાને અર્થે જીવતાં નથી. જ્યારે આપણે એથી ઊલટું જ કરીએ છીએ.

માતા બાળકને અનેક સ્વાદો કરાવે છે. તે એમ માને છે કે વધારેમાં વધારે વસ્તુઓ ખવડાવીને જ બાળક પર પ્રેમ કરી શકાય. એમ કરવામાં આપણે વસ્તુઓમાં સ્વાદ નથી પૂરતા, પણ વસ્તુઓનો સ્વાદ લઈ લઈએ છીએ. સ્વાદ ભૂખમાં રહેલો છે. સૂકો રોટલો ભૂખ્યાને જેટલો સ્વાદિષ્ટ લાગશે તેટલો ભૂખ વિનાના માણસને લાડુ સ્વાદિષ્ટ નહિ લાગે. આપણે તો પેટને ઠાંસીઠાંસીને ભરવા માટે અનેક મસાલાઓ વાપરી અનેક વાનીઓ તૈયાર કરીએ છીએ અને પછી કહીએ છીએ કે બ્રહ્મચર્ય પળાતું નથી!

આંખ જે પ્રભુએ જોવાને સારુ આપી છે તેને મલિન કરીએ છીએ, અને જે જોવાનું છે તે જોતાં નથી શીખતા. માતા શા સારુ ગાયત્રી ન શીખે અને બાળકને ન શીખવે? એના ઊંડા અર્થમાં ન જતાં એમાં સૂર્યની ઉપાસના રહેલી છે એટલું જ સમજી સૂર્યની ઉપાસના કરાવે તોયે બસ છે. સૂર્યની ઉપાસના તો સનાતની શું, આર્યસમાજી શું, સૌ કરે. સૂર્યની ઉપાસના એ તો મેં સ્થૂળમાં સ્થૂળ અર્થ તમારી આગળ મૂક્યો. એ ઉપાસના એટલે શું? આપણે આપણી ડોક ઊંચી રાખી સૂર્યનારાયણનાં દર્શન કરી આંખનું શૌચ કરીએ. એ ગાયત્રી રચનાર ઋષિ હતા, દ્રષ્ટા હતા. તેમણે કહ્યું કે સૂર્યોદયમાં જે નાટક રહેલું છે, જે સૌંદર્ય રહેલું છે, જે લીલા રહેલી છે, તે બીજે જોવા નહિ મળે. ઈશ્વરના જેવો

સુંદર સૂત્રધાર બીજો નહિ મળે, અને આકાશના કરતાં વધારે ભવ્ય રંગભૂમિ બીજો નહિ મળે.

પણ કંઈ માતા બાળકની આંખ ધોઈ તેને આકાશ બતાવે છે? માતાના ભાવોમાં તો અનેક પ્રપંચો જ રહેલા હોય છે. મોટા મકાનમાં જે કેળવણી મળે છે તેને પરિણામે તો કદાચ છોકરો સારો અમલદાર થશે. પણ ઘરમાં જાણ્યે-અજાણ્યે જે કેળવણી બાળકને મળે છે તેમાંથી તે કેટલું લઈ લે છે તેનો કોણ વિચાર કરે છે?

આપણાં શરીરને માબાપ ઢાંકે છે, ગૂંગળાવે છે, શોભા આપવાનો પ્રયત્ન કરે છે. તેથી શું શોભા વધે છે? કપડાં અંગને ઢાંકવા માટે છે, શરીરનું ટાઢતડકાથી રક્ષણ કરવા માટે છે, તેને શોભાવવા માટે નથી. ટાઢથી થરથરતા બાળકને શગડી પાસે ધકેલીએ, અથવા શેરીમાં દોડવા મોકલીએ, અથવા તો ખેતરમાં હડસેલીએ, તો જ તેનું શરીર વજ્ર જેવું થવાનું છે. જેણે બ્રહ્મચર્યનું પાલન કર્યું છે તેનું શરીર તો વજ્ર જેવું હોવું જોઈએ. આપણે તો બાળકના શરીરનો નાશ કરીએ છીએ, આપણે તેને ઘરમાં રાખીને જે હૂંફ આપવા ઇચ્છીએ છીએ તેનાથી તો તેની ચામડીમાં એવી ગરમી આવે છે કે જેને આપણે ખરજવાની જ ઉપમા આપી શકીએ. આપણે શરીરને પંપાળીને બગાડ્યું છે. આપણે ઉંબાડિયું કર્યાં કીધું છે.

આ તો કપડાંની વાત થઈ. પછી ઘરમાં થતી વાતચીતોથી આપણે તેના મન ઉપર ખરાબ અસર કરીએ છીએ. તેને પરણાવવાની વાતો કરીએ છીએ. તેને જોવાનું પણ બધું એવું એવું જ મળે છે. મને તો આશ્ચર્ય એ થાય છે કે

આપણે કેવળ જંગલીમાં જંગલી કેમ નથી થઈ ગયા. મર્યાદા મેલાવનારાં અનેક સાધનો છતાં મર્યાદા જળવાઈ રહી છે. ઈશ્વરે મનુષ્યને એવો બનાવ્યો છે કે બગડવાના અનેક પ્રસંગો આવતા છતાં તે ઊગરી જાય છે. એવી ઈશ્વરની અલૌકિક કળા છે. બ્રહ્મચર્યને નડતાં આવાં અનેક વિઘ્નો દૂર કરીએ તો તેનું પાલન શક્ય થઈ પડે, સહેલું થઈ પડે.

આવી સ્થિતિ છતાં આપણે દુનિયા સાથે શારીરિક મુકાબલો કરવા ઇચ્છીએ છીએ. તે કરવાના બે રસ્તા છે: આસુરી અને દૈવી. આસુરી એટલે શરીરબળ કેળવવાને માટે ગમે તે ઉપાયો લેવા, ગમે તે પદાર્થોનું સેવન કરવું, શારીરિક મુકાબલા કરવા, ગોમાંસ ખાવું, ઇત્યાદિ. મારા બાળપણમાં મારો એક મિત્ર મને કહેતો કે માંસાહાર કરવો જ જોઈએ અને તેમ ન કરીએ તો અંગ્રેજ જેવાં કદાવર શરીર ન થઈ શકે. કવિ નર્મદાશંકરે પણ એ જ જાતની સલાહ પોતાના એક કાવ્યમાં આપેલી છે. 'અંગ્રેજો રાજ કરે દેશી રહે દબાઈ,' 'પેલો પાંચ હાથ પૂરો' વાળી કડીઓમાં એવો જ ભાવ રહેલો છે. નર્મદાશંકરે ગુજરાત ઉપર અતિશય ઉપકાર કરેલો છે, પણ એમના જીવનના બે કાળ થયા — એક સ્વેચ્છાચારનો કાળ અને બીજો સંયમનો. આ કાવ્ય સ્વેચ્છાચારના કાળનું છે. જાપાનને પણ બીજા દેશોની સાથે મુકાબલો કરવાનો સમય આવ્યો ત્યારે ત્યાં ગોમાંસભક્ષણને સ્થાન મળ્યું. એમ આસુરી રીતે શરીર કેળવવા ઇચ્છીએ તો આવા પદાર્થોનું સેવન કરવું રહ્યું.

પણ દૈવી રીતે શરીરને કેળવવું હોય તો બ્રહ્મચર્ય એ જ એક ઉપાય છે. મને જ્યારે નૈષ્ઠિક બ્રહ્મચારી કહેવામાં આવે છે ત્યારે મને મારા ઉપર દયા છૂટે છે. અહીં આપેલા

માનપત્રમાં મને 'નૈષ્ઠિક બ્રહ્મચારી' કહેવામાં આવ્યો છે. એટલે મારે કહેવું જોઈએ કે જેણે માનપત્ર ઘડ્યું તેને ખબર નહોતી કે નૈષ્ઠિક બ્રહ્મચર્ય તે કોને કહેવાય. એને એટલો પણ વિચાર ન થયો કે મારા જેવો માણસ જે પરણ્યો છે, અને જેને છોકરાં થયાં છે, તે નૈષ્ઠિક બ્રહ્મચારી શી રીતે કહેવાય? નૈષ્ઠિક બ્રહ્મચારીને તો કદી તાવ ન આવે, કદી માથું પણ ન ચડે, ન કદી ખાંસી થાય કે ન એપેન્ડિસાઇટીસ થાય. નારંગીનું બીજ આંતરડાંમાં ભરાઈ રહેતાં પણ એપેન્ડિસાઇટીસ થાય છે એમ દાક્તરો કહે છે. પણ જેનું શરીર સ્વચ્છ અને નીરોગી છે તેના શરીરમાં એ બીજ ટકી જ ન શકે. જ્યારે આંતરડાં શિથિલ થઈ જાય છે, ત્યારે તે એવી વસ્તુને પોતાની મેળે કાઢી નાંખી નથી શકતાં. મારાં પણ આંતરડાં શિથિલ થયાં હશે એટલે જ હું એવું કાંઈ નહિ પચાવી શક્યો હોઉં. બાળકો એવી અનેક ચીજો ખાઈ જાય છે તેની ઉપર માતા થોડું જ ધ્યાન આપે છે? કારણ બાળકનાં આંતરડાંમાં એટલી શક્તિ સ્વાભાવિક રીતે હોય છે.

એટલે મારામાં નૈષ્ઠિક બ્રહ્મચર્યના પાલનનું આરોપણ કરીને કોઈ મિથ્યાચારી ન થાઓ એમ હું ઇચ્છું છું. નૈષ્ઠિક બ્રહ્મચર્યનું તેજ તો મારામાં છે તેના કરતાં અનેકગણું હોવું જોઈએ. હું આદર્શ બ્રહ્મચારી નથી, તેવો થવા ઇચ્છું છું એ સાચી વાત છે. મેં તો તમારા આગળ મારા અનુભવમાંથી થોડાં બિન્દુ મૂક્યાં છે, જે બ્રહ્મચર્યની વાડ બતાવે છે.

બ્રહ્મચારી રહું એટલે સ્ત્રીમાત્રનો સ્પર્શ ન કરું, મારી બહેનનો પણ સ્પર્શ ન કરું, એવું નથી. પણ બ્રહ્મચારી હોઉં એટલે અર્થ એ કે કાગળનો સ્પર્શ કરું અને જેમ

વિકાર ન થાય, તેમ કોઈ પણ સ્ત્રીનો સ્પર્શ કરું પણ વિકાર ન થાય એવી સ્થિતિ હોવી જોઈએ. મારી બહેન માંદી હોય અને તેની સેવા કરતાં, તેનો સ્પર્શ કરતાં, બ્રહ્મચર્યને ખાતર મારે અચકાવું પડે તો તે બ્રહ્મચર્ય ધૂળજેવું છે. જે અવિકારી દશા મૃત શરીરને અડીને આપણે ભોગવી શકીએ, તેવી જ અવિકારી દશા કોઈ ભારે સૌંદર્યવતી યુવતીને અડચા છતાં પણ આપણે ભોગવી શકીએ તો આપણે બ્રહ્મચારી છીએ. બાળકોએ એવું બ્રહ્મચર્ય પ્રાપ્ત કરવું જોઈએ એમ જો તમે ઇચ્છો તો તમારો અભ્યાસ તમે ન ઘડી શકો, પણ મારા જેવો અધૂરો પણ બ્રહ્મચારી જ ઘડી શકે.

બ્રહ્મચારી એ સ્વાભાવિક સંન્યાસી છે. બ્રહ્મચર્યાશ્રમ એ સંન્યસ્તાશ્રમ કરતાં વધારે ચડિયાતો આશ્રમ છે, પણ એને આપણે પાડ્યો છે. એટલે આપણો ગૃહસ્થાશ્રમે બગડ્યો છે અને વાનપ્રસ્થાશ્રમે બગડ્યો છે. સંન્યાસનું તો નામ પણ નથી રહ્યું. આવી આપણી દીન સ્થિતિ છે.

ઉપર જે આસુરી માર્ગ હું કહી ગયો તેને અનુસરીને તો પાંચસે વર્ષે પણ આપણે પઠાણોનો મુકાબલો નથી કરી શકવાના. દૈવી માર્ગનું અનુસરણ આજે થાય તો આજે જ પઠાણોનો મુકાબલો થઈ શકે છે. કારણ દૈવી માર્ગથી જોઈતું માનસિક પરિવર્તન ક્ષણવારમાં થાય, જ્યારે શારીરિક પરિવર્તન કરતાં જુગજુગ થાય જ. એ દૈવી માર્ગને આપણે તો જ અનુસરી શકીશું કે જો આપણા પૂર્વજન્મનાં પુણ્ય હશે અને માબાપો આપણે માટે જોઈતાં સાધન પેદા કરશે.

# ગુહ્ય પ્રકરણ

જેમણે આરોગ્યનાં પ્રકરણો ધ્યાનપૂર્વક વાંચ્યાં છે તેમને મારી વિનંતિ છે કે આ પ્રકરણ વિશેષ ધ્યાનથી વાંચવું, અને તે ઉપર ખૂબ વિચાર કરવો. બીજાં પ્રકરણો હજુ આવશે અને તે ઉપયોગી થઈ પડશે એમ હું માનું છું, પણ આ વિષય ઉપર બીજું એકે પ્રકરણ આના જેવું અગત્યનું નહિ હોય. મેં અગાઉ સૂચવ્યું છે કે આ પ્રકરણોમાં એવી એક પણ બાબત મેં નથી લખી કે જેને વિષે મને જાતઅનુભવ નથી થયો, અથવા જે હું પોતે દૃઢતાપૂર્વક ન માનતો હોઉં.

આરોગ્યની ઘણી ચાવીઓ છે અને તે બધી ચાવીઓ અગત્યની છે, પણ તેની મુખ્ય ચાવી બ્રહ્મચર્ય છે. સારી હવા, સારો ખોરાક, સારું પાણી, વગેરેથી આપણે આરોગ્ય મેળવી શકીએ, પણ જેટલો પૈસો કમાઈએ તેટલો ઉડાવીએ તો કંઈ બચતું નથી; તેમ જ જેટલું આરોગ્ય મેળવીએ તેટલું ઉડાવી દઈએ તો પાસે પૂંજી શી રહેવાની છે? સ્ત્રી અને પુરુષ બન્નેને આરોગ્યરૂપી ધન સાચવવાને સારુ બ્રહ્મચર્યની સંપૂર્ણ જરૂર છે એમાં કોઈએ શક લાવવાનો નથી. જેણે પોતાનું વીર્ય સાચવ્યું છે તે જ વીર્યવાન — બળવાન — કહેવાય ને ગણાય. બ્રહ્મચર્ય તે શું? એ સવાલ થશે. પુરુષે સ્ત્રીનો

ભોગ ન કરવો અને સ્ત્રીએ પુરુષનો ભોગ ન કરવો, એ બ્રહ્મચર્ય છે. 'ભોગ ન કરવો' એટલે એકબીજાનો વિષયની ઇચ્છાએ સ્પર્શ ન કરવો, એટલું જ નહિ પણ એ બાબત વિચાર પણ ન લાવવો. એ બાબતનું સ્વપ્ન પણ ન હોવું જોઈએ. પુરુષે સ્ત્રીને જોઈને ઘેલા ન થવું અને સ્ત્રીએ પુરુષને જોઈને ઘેલી ન થવું. જે ગુહ્ય શક્તિ આપણને કુદરતે આપી છે તેને દબાવી આપણાં શરીરમાં જ સંગ્રહ કરી, તેનો ઉપયોગ આપણું આરોગ્ય વધારવામાં કરવો; અને એ આરોગ્ય એકલા શરીરનું નહિ પણ મનનું, બુદ્ધિનું, તેમજ યાદશક્તિનું.

હવે આપણી આસપાસ જે કૌતક વર્તી રહ્યું છે તે જોઈએ. નાનાંમોટાં આપણે બધાં માણસો ને સ્ત્રીઓ ઘણેભાગે આ મોહમાં ડૂબેલાં પડ્યાં છે. એવે વખતે આપણે ગાંડાતૂર બની જઈએ છીએ. આપણી બુદ્ધિ ઠેકાણે નથી રહેતી, આપણી આંખને પડદા આવી જાય છે, આપણે કામાંધ બનીએ છીએ. કામમાં આવી ગયેલા પુરુષોને, સ્ત્રીઓને અને છોકરાછોકરીઓને મેં તદ્દન બાવરાં જેવાં બની જતાં જોયાં છે. મારો પોતાનો અનુભવ એથી જુદો નથી. જ્યારે જ્યારે તે દશામાં હું આવેલો છું ત્યારે ત્યારે મારું ભાન ભૂલી ગયો છું. એ વસ્તુ જ એવી છે. આમ એક રતીભાર રતિ (સુખ)ને સારુ આપણે એક મણથી વિશેષ બળ એક પળમાં ગુમાવી બેસીએ છીએ. જ્યારે આપણો મદ ઊતરે છે ત્યારે આપણે રાંક બની જઈએ છીએ. બીજે દહાડે સવારમાં આપણું શરીર ભારે રહે છે, આપણને ખરું ચેન રહેતું નથી, આપણી કાયા શિથિલ થઈ ગઈ હોય છે, આપણું મન ઠેકાણાવગરનું રહે છે.

આ બધું ઠેકાણે લાવવા, રાખવા, આપણે કઢેલાં દૂધ પીએ છીએ, ગજવેલ ફાકીએ છીએ, યાકૂતીઓ લઈએ છીએ, વૈદો પાસે જઈને પુષ્ટિની દવાઓ માગીએ છીએ! કેવા ખોરાકોથી આપણો કામ વધે એ આપણે શોધ્યાં કરીએ છીએ. આમ દિવસો જાય છે ને જેમજેમ વરસ જાય છે, તેમતેમ અંગે અક્કલે હીણા થઈએ છીએ, ને ઘડપણમાં આપણી બુદ્ધિ ગયેલી જોવામાં આવે છે.

ખરું જોતાં આમ ન જ થવું જોઈએ. ઘડપણમાં બુદ્ધિ મંદ થવાને બદલે તેજ થવી જોઈએ. આ દેહે મેળવેલો અનુભવ આપણને તથા બીજાને ઉપયોગી થઈ શકે એવી આપણી સ્થિતિ રહેવી જોઈએ; ને જે બ્રહ્મચર્ય પાળે છે તેની તેવી સ્થિતિ રહે છે. તેને મરણનો ભય રહેતો નથી, મરણસમયે પણ તે ઈશ્વરને ભૂલતો નથી, ને ખોટાં વલખાં મારતો નથી. તેને મરણકાળના ચાળા થતા નથી, ને હસમુખે ચહેરે આ દેહને છોડી માલેકને પોતાનો હિસાબ દેવા જાય છે. આ જ પુરુષ. આમ મરે તે જ સ્ત્રી. તેમણે જ ખરું આરોગ્ય જાળવ્યું ગણાય.

આપણે સાધારણ રીતે વિચાર નથી કરતા કે આ જગતમાં મોજમજા, અદેખાઈ, મોટાઈ, આડંબર, ક્રોધ, અધીરાઈ, ઝેર, વગેરેનું મૂળ આપણે જે બ્રહ્મચર્યનો ભંગ કરીએ છીએ તેમાં છે. આમ આપણું મન હાથ ન રહે, ને દરરોજ આપણે એક કે વધારે વખત એક બાળક કરતાં પણ બેદ બની જઈએ, તો પછી જાણ્યે કે અજાણ્યે કયા ગુના નહિ કરીએ? કયું ઘોર કર્મ કરતાં અટકશું?

પણ આવું બ્રહ્મચર્ય પાળનારને કોણ જુએ છે? એવું બ્રહ્મચર્ય જો બધા પાળે તો દુનિયાનું સત્યાનાશ વળે એવા સવાલ ઉઠાવનારા પડ્યા છે. એનો વિચાર કરવામાં ધર્મચર્ચા આવી જવાનો સંભવ છે એટલે તેટલો ભાગ છોડી માત્ર દુન્યવી વિચાર જ કરશું. મારા અભિપ્રાય પ્રમાણે આ બન્ને સવાલના મૂળમાં આપણી બીક અને કાયરતા રહેલ છે. આપણે બ્રહ્મચર્ય પાળવા માગતા નથી એટલે તેમાંથી નીકળી જવાનું બહાનું શોધીએ છીએ. બ્રહ્મચર્ય પાળનારા આ દુનિયા વિષે ઘણાયે પડ્યા છે, પણ જો તેઓ ગોત્યે તુરત જડતા હોય તો તેનું મૂલ્ય પણ શું હોય? હીરાને મેળવતાં પૃથ્વીનાં આંતરડાંમાં હજારો મજૂરોને ગોંધાઈ રહેવું પડે છે, અને ત્યારપછી પણ પર્વત જેવડા ધૂળકાંકરાના ઢગ ધોયા પછી માંડ મૂઠી જેટલા હીરા હાથ આવે છે. ત્યારે બ્રહ્મચર્ય પાળનારાએ હીરાને શોધવા સારુ કેટલો પ્રયત્ન કરવો જોઈએ એનો જવાબ ત્રિરાશિ બાંધીને સૌએ શોધી કાઢવો. બ્રહ્મચર્ય પાળતાં સૃષ્ટિ બંધ પડી જાય તેની સાથે આપણે શો સંબંધ? આપણે કાંઈ ઈશ્વર નથી. જેણે સૃષ્ટિ બનાવી છે તે પોતાનું સંભાળી લેશે. બીજાઓ પાળે કે નહિ એ સવાલ આપણે કરવાનો જ ન હોય. આપણે વેપારમાં, વકીલાતમાં વગેરે ધંધામાં પડતાં વિચારતા નથી કે બધા લોકો વકીલવેપારી થાય તો શું થાય? જે બ્રહ્મચર્ય પાળશે તે પુરુષ અથવા સ્ત્રીને કાળે કરીને બન્ને સવાલોનો જવાબ મળી રહેશે. એટલે કે તેના જેવા બીજા તેને મળી રહેશે, અને બધા બ્રહ્મચર્ય પાળે તો સૃષ્ટિનું શું થાય એ પણ તે ધોળા દિવસ જેવું જોઈ શકશે.

ઉપરના વિચારો સંસારી માણુસો કેમ અમલમાં મૂકી શકે? પરણેલા શું કરે? જેને છોકરાં છે તે શું કરે? જેનાથી કામને વશ ન જ રાખી શકાય તે શું કરે?

આપણે સરસમાં સરસ સ્થિતિ કઈ તે જોયું. એ આદર્શ આપણી સામે રાખીએ તો પછી તેની તેવી જ કે તેથી ઊતરતી નકલ કરી શકીએ. બાળક પાસે અક્ષર લખાવીએ ત્યારે સારામાં સારા અક્ષરનો નમૂનો તેની પાસે મૂકશું. બાળક તે ઉપરથી પોતાની શક્તિ પ્રમાણે પૂરી કે અધૂરી નકલ કરશે તેમ જ આપણે પણ અખંડ બ્રહ્મચર્યનો આદર્શ આપણી સામે રાખી તેની નકલ કરવા મથી શકીએ. પરણ્યા એટલે શું? કુદરતી કાયદો એ છે કે જ્યારે સ્ત્રીપુરુષને પ્રજાની ઇચ્છા થાય ત્યારે જ તેઓ બ્રહ્મચર્યને તોડે. આમ વિચારપૂર્વક કોઈ જોડું વરસે કે ચારપાંચ વરસે એકવેળા બ્રહ્મચર્ય તોડે તે તદ્દન ગાંડું નહિ બને, અને તેની પાસે વીર્યરૂપી પૂંજી પણ ઠીક એકઠી રહી શકશે. આવાં સ્ત્રીપુરુષ ભાગ્યે જ આપણા જોવામાં આવે છે જેઓ માત્ર પ્રજાની ઉત્પત્તિને ખાતર જ કામભોગ કરે છે. પણ હજારો માણુસો તો કામભોગ માગે છે, ઇચ્છે છે ને કરે છે. પરિણામ એ આવે છે કે તેમને તેમની ઇચ્છાવિરુદ્ધ પ્રજા ઉત્પન્ન થાય છે. આ વિષયભોગ ભોગવતાં આપણે એટલા આંધળાભીંત બની જઈએ છીએ કે સામાનો વિચાર જ નથી કરતા. આમાં સ્ત્રી કરતાં પુરુષ વધારે ગુનેગાર છે. પોતાના ગાંડપણમાં સ્ત્રીની નબળાઈનો અને પ્રજાનો ભાર ઉપાડવાની ને તેને ઉછેરવાની તેનામાં તાકાત છે કે નહિ તેનો તેને ખ્યાલ પણ નથી રહેતો. પશ્ચિમના લોકોએ તો આ બાબતમાં હદ જ ઓળંગી છે.

તેઓ પોતાના ભોગ ભોગવવાને ખાતર ને પ્રજા ઉત્પન્ન થાય તેનો બોજો દૂર રાખવા ખાતર અનેક ઉપચારો કરે છે. તે ઉપચારો ઉપર પુસ્તકો લખાયાં છે, ને વિષય ભોગવવા છતાં પ્રજા ઉત્પન્ન ન થાય એવાં સાધનો બતાવનારા ધંધાર્થીઓ પડ્યા છે. આપણે આવા પાપમાંથી હજુ તો મુક્ત છીએ. પણ આપણી સ્ત્રીઓ ઉપર બોજો લાદતાં આપણે ઘડીભર વિચાર નથી કરતા, ને આપણી પ્રજા નબળી, વીર્યહીન, બાયલી, બુદ્ધિહીન થાય તેની દરકાર પણ નથી રાખતા. ઊલટું જ્યારે આપણને પ્રજા ઉત્પન્ન થાય છે ત્યારે ઈશ્વરનો પાડ માનીએ છીએ! આ આપણી દીન દશા ઢાંકવાનો એક રસ્તો છે. નબળી, પાંગળી, વિષયી, નમાલી પ્રજા આપણને થાય એને આપણે ઈશ્વરી કોપ કેમ ન માનીએ? બાર વરસના બાળકને પ્રજા થાય એમાં સુખ શું માનવાનું હોય? એમાં આનંદઓચ્છવ શો ઊજવવાનો હોય? બાર વરસની બાળા માતા થાય એને મહાકોપ કેમ ન માનવો? તુરત વાવેલા ઝાડને ફળ થાય તો તે નબળું પડે છે એમ આપણે જાણીએ છીએ. તે ઝાડને ફળ ન બાઝે એવા આપણે ઇલાજ લઈએ છીએ. પણ બાળક સ્ત્રીને બાળક વરથી પ્રજા ઉત્પન્ન થાય ને તે પર આપણે ઉજાણી કરીએ એ તો ભીંત ભૂલવાજેવું થયું. હિંદુસ્તાનમાં કે દુનિયામાં નમાલા માણસો કીડીઓની જેમ ઊભરાય તેથી હિંદુસ્તાનનો કે દુનિયાનો શો ઉદ્ધાર થઈ શકે? એક રીતે તો પશુ આપણા કરતાં ચડિયાતાં છે. જ્યારે તેમને પ્રજા ઉત્પન્ન કરવાની હોય છે ત્યારે જ નરમાદાનો આપણે મેળાપ કરાવીએ છીએ. મેળાપ પછી ને ગર્ભકાળમાં તેમજ જન્મ પછી બચ્ચું ધાવણ છોડી મોટું થાય ત્યાં સુધીનો કાળ તદ્દન પવિત્ર ગણાવો જોઈએ.

પુરુષે તથા સ્ત્રીએ તે કાળ દરમ્યાન તો બ્રહ્મચર્ય જ પાળવું જોઈએ. આને બદલે આપણે ઘડીભર પણ વિચાર કર્યા વિના આપણું કાર્ય કરે જ જઈએ છીએ. આવાં રોગી આપણાં મન છે. એનું નામ અસાધ્ય રોગ. એ રોગ આપણને મોતની મુલાકાત કરાવે છે. ને મોત નથી થતું ત્યાં સુધી આપણે વેવલા જેવા ભમ્યા કરીએ છીએ.

તેથી પરણેલાં સ્ત્રીપુરુષોની ખાસ ફરજ છે કે તેમણે પોતાના વિવાહનો ખોટો અર્થ નહિ કરતાં શુદ્ધ અર્થ કરી જ્યારે ખરેખર પ્રજા ન હોય ત્યારે વારસની પ્રાપ્તિ ઇચ્છીને જ ભેળા થવું. આપણી દયામણી દશામાં આમ કરવું બહુ મુશ્કેલ છે. આપણો ખોરાક, આપણી રહેણી, આપણી વાતો, આસપાસના દેખાવો, એ બધું આપણી વિષયવાસના જાગૃત કરનારું છે. વળી અફીણની જેમ વિષયનો આપણને અમલ ચડેલો હોય છે. તેવી સ્થિતિમાં વિચાર કરીને પાછા હઠવું એ કેમ બને? પણ જે બનતું જોઈએ તેને વિષે કેમ બને એવી શંકા ઉઠાવનારને સારુ આ લખાણમાં જવાબ નથી. જેઓ વિચાર કરી, કરવું જોઈએ તે કરવા—પ્રયત્ન કરવા—તૈયાર છે તેવાઓને સારુ જ આ લખાણ છે. જેઓ પોતે છે તે સ્થિતિમાં સંતોષ માની બેઠા છે તેમને તો આ વાંચતાં પણ કંટાળો આવશે, પણ જેઓને પોતાની દીન દશાનું દર્શન થયું છે ને જેઓ એ દશાથી કંઈક ભાગે કંટાળ્યા છે, તેવાઓને મદદ કરવાનો આ લખાણનો હેતુ છે.

ઉપરના લખાણ પરથી આપણે જોઈ શકીએ છીએ કે જેઓ પરણ્યા નથી તેમણે આવા કઠણ કાળમાં પરણવું જ ન જોઈએ, અને જો પરણ્યા વિના ન ચાલે એમ હોય તો

જેમ બને તેમ મોડું પરણવું જોઈએ. પચીસ કે ત્રીસ વરસ સુધી ન પરણવાની જુવાન પુરુષોએ પ્રતિજ્ઞા લેવી ઘટે છે. આવું કરવામાં આરોગ્ય ઉપરાંત જે બીજા અનેક લાભો રહેલા છે તેનો વિચાર આ સ્થળે આપણે નથી કરી શકતા. પણ સહુ પોતાની મેળે તે લાભો નિપજાવી શકશે.

જે માબાપો આ લખાણ વાંચે તેમને એટલું કહેવું રહ્યું છે કે તેઓ જે પોતાનાં છોકરાંને બચપણમાંથી જ વિવાહ કે સગાઈ કરી વેચી દે છે તેમાં ભારે ઘાતકીપણું છે. આમ તેઓ પોતાનાં બાળકોનો સ્વાર્થ જોવાને બદલે પોતાનો જ અંધ સ્વાર્થ સાધે છે. પોતાને મોટા થવું છે, પોતાની નાતજાતમાં નામ મેળવવું છે, છોકરાના વિવાહ કરી લહાવા લેવા છે. છોકરાંનું હિત જોવું હોય તો તો તેમના અભ્યાસ તપાસે, તેમનું જતન કરે, તેમને શરીરકેળવણી આપે. આ વિષમ કાળમાં બાળક છોકરાંને પરણાવી દઈ તેમને ઘરસંસારની જંજાળમાં નાંખી દેવાં એથી વધુ મોટું તેમનું અહિત બીજું કયું હોઈ શકે?

છેવટમાં જે સ્ત્રી કે પુરુષ એક વખત પરણ્યાં છે તેમનો મોતથી વિયોગ થાય ત્યારે ત્યારપછી તેમણે વૈધવ્ય ગાળવું એ આરોગ્યની દૃષ્ટિએ કાયદો છે. કેટલાક દાક્તરોએ એવો અભિપ્રાય આપ્યો છે કે જુવાન પુરુષ અથવા સ્ત્રીને વીર્યપાત થવાનો અવકાશ મળવો જ જોઈએ. બીજા કેટલાક દાક્તરોનું કહેવું છે કે કોઈ પણ સ્થિતિમાં વીર્યપાત કરવાની જરૂર નથી. આમ દાક્તરો લડી મરે છે ત્યાં આપણે દાક્તરોથી દોરવાઈ આપણા વિચારને ટેકો મળ્યો એમ સમજી વિષયમાં લીન રહેવું એમ ન જ થવું જોઈએ. મારો પોતાનો અનુભવ

અને બીજાઓનો જેમનો અનુભવ હું જાણું છું તે ઉપરથી હું બેધડકપણે કહી શકું છું કે આરોગ્ય જાળવવા સારુ વિષય કરવાની જરૂર નથી. એટલું જ નહિ પણ વિષય કરવાથી, વીર્યપાતથી, આરોગ્યને ઘણી નુકસાની પહોંચે છે. ઘણાં વરસોથી બંધાયેલી મજબૂતી—મનની ને તનની—એક વખતના વીર્યપાતથી પણ એટલી જતી રહે છે કે તેને પાછી મેળવતાં બહુ વખત જોઈએ. અને તેટલે વખતે પણ અસલ સ્થિતિ તો નથી જ આવી શકતી. ભાંગેલા કાચને સાંધીને તેની પાસેથી કામ ભલે લો, પણ તે ભાંગેલો જ ગણાશે.

વીર્યનું જતન કરવા સારુ સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી, સ્વચ્છ ખોરાક અને સ્વચ્છ વિચારની પૂરી જરૂર છે. આમ નીતિને આરોગ્યની સાથે ઘણો નિકટ સંબંધ છે. સંપૂર્ણ નીતિમાન જ સંપૂર્ણ નીરોગી રહી શકે. 'જાગ્યા ત્યાંથી સવાર' સમજીને ઉપરનું લખાણ ખૂબ વિચારી તેમાંની સૂચનાઓ જેઓ અમલમાં મૂકશે તેમને પ્રત્યક્ષ અનુભવ થશે. થોડી મુદ્દત જેણે બ્રહ્મચર્ય જાળવ્યું હશે તે પણ પોતાના મનમાં વધેલું બળ અને શરીરનું બળ બન્ને જોઈ શકશે. અને એક વખત જો તેના હાથમાં આ પારસમણિ આવશે તો તે તેને જીવને સાટે જતન કરી સાચવશે. જરાય ચૂકશે તો તરત જોઈ લેશે કે તેણે મોટી ભૂલ કરી છે. મેં તો બ્રહ્મચર્યના અગણિત લાભો વિચાર્યા પછી, જાણ્યા પછી, ભૂલો કરી છે તેનાં કડવાં પરિણામો પણ જોયાં છે. ભૂલ પહેલાંની મારા મનની ભવ્ય દશા, ભૂલ પછીની મારી દીન દશા, એનો મને તાદૃશ ચિતાર આવ્યાં કરે છે. પણ મારી ભૂલમાંથી હું એ પારસમણિની કિંમત શીખ્યો છું. હવે અખંડ જાળવીશ કે નહિ એ જાણતો

નથી. ઇશ્વરસહાયથી જાળવવાની આશા રાખું છું. મારા મનને અને શરીરને તેથી થયેલા લાભ હું જોઈ શકું છું. હું પોતે બાળપણે પરણેલો, બાળપણે અંધ બનેલો, બાળપણે પ્રજા પામેલો ઘણે વરસે જાગ્યો; જાગીને જોયું તો મહા-રાતમાં પડેલો એમ લાગે છે. મારી ભૂલથી ને મારા અનુભવથી જો કોઈ પણ ચેતી લેશે ને બચશે તો આ પ્રકરણ લખીને હું કૃતાર્થ થયો સમજીશ. આ ત્રિરાશિ બાંધવાજેવી છે. મારામાં ઉત્સાહ ઘણો છે એમ બહુ માણસોએ કહ્યું છે ને હું માનું છું. મારું મન તો નબળું નથી ગણાતું. કેટલાક તો મને હઠીલો ગણે છે. મારા શરીરમાં ને મનમાં રોગો રહેલા છે, પણ મારા પ્રસંગમાં આવેલાંના પ્રમાણમાં હું સારી રીતે આરોગ્યવાળો ગણાઉં છું. આ દશા જો હું વીસ વરસ સુધી વધારે કે ઓછો વિષયમાં રહ્યા પછી જાગવાથી સાચવી શક્યો છું તો એ વીસ વરસ પણ જો હું બચાવી શક્યો હોત તો આજે ક્યાં હોત? હું પોતે સમજું છું કે મારા ઉત્સાહનો આજે પાર જ ન હોત. અને પ્રજાની સેવામાં કે મારા સ્વાર્થમાં જ્યાં હોત ત્યાં હું એટલો ઉત્સાહ બતાવી શકત કે તેની બરોબરી કરનારની કસોટી જ થાત. આટલો સાર મારા ભાંગેલા દાખલામાંથી ખેંચી શકાય છે. જેઓ અખંડ બ્રહ્મચર્ય પાળી શક્યા છે તેમનું શારીરિક, માનસિક, નૈતિક બળ તો જેણે જોયું હોય તે જ વિચારી શકે. તેનું વર્ણન ન થઈ શકે.

આ પ્રકરણ વાંચનાર સમજ્યાં હશે કે જ્યાં મેં પરણેલાંને બ્રહ્મચર્ય પાળવાની સલાહ આપી છે ને ઘરભંગ થયેલાંને એવી વૈધવ્યદશામાં જ રહેવાની સલાહ આપી

છે ત્યાં પરણેલ કે ન પરણેલ પુરુષ યા સ્ત્રીને તો બીજે ક્યાંય પણ વિષય કરવાનો અવકાશ હોય જ નહિ. પણ પરસ્ત્રી અથવા વેશ્યા ઉપર કુદૃષ્ટિ કરવાથી શાં ઘોર પરિણામો આવે છે તે વિચારવા અહીં રોકાઈ શકાય નહિ. એ ધર્મનો ને ઊંડી નીતિનો વિષય છે. અહીં તો માત્ર એટલું જ કહી શકાય કે પરસ્ત્રી અને વેશ્યાગમનથી માણસો વિસ્ફોટક આદિ નામ ન લેવાયોગ્ય દરદોથી પીડાતાં ને સડતાં જોવામાં આવે છે. કુદરત એવી દયા કરે છે કે તેવાં સ્ત્રી-પુરુષોને તુરત જ ધા પડે છે. આમ છતાં તેઓ સૂતેલાં રહે છે ને પોતાનાં દરદોને સારુ દવા શોધવા વૈદદાક્તરોને ત્યાં ભટક્યાં કરે છે! જ્યાં પરસ્ત્રીગમન ન હોય ત્યાં પચાસ ટકા વૈદો ને દાક્તરો ધંધાવગરના થઈ પડે. આ દરદોએ માણસજાતને એવી જકડી છે કે વિચારશીલ દાક્તરો જણાવે છે કે તેમની શોધો છતાં પણ જો પરસ્ત્રીગમનનો આ સડો ચાલ્યાં કરશે તો જોતજોતાંમાં દુનિયાની પ્રજાઓનો નાશ થશે. એથી થતા રોગોની દવાઓ એવી ઝેરી છે કે તેનાથી જો થયેલા રોગોનો નાશ થયો એમ લાગે તો બીજા ઘર કરે છે ને તે પેઢી દરપેઢી ઊતરે છે.

હવે પરણેલાને બ્રહ્મચર્ય પાળવાનો ઉપાય બતાવી આ ધાર્યા કરતાં લંબાયેલું પ્રકરણ બંધ કરીએ. માત્ર ખોરાક, હવા, પાણી ઇત્યાદિના નિયમો જ જાળવ્યાથી પરણેલા માણસો બ્રહ્મચર્ય નહિ જાળવી શકે. તેમણે પોતાની સ્ત્રીની સાથે એકાંત તજવી જોઈએ. વિચાર કરતાં દરેક જણ જોશે કે સ્ત્રીની સાથે વિષય ભોગવવા સિવાય એકાંતની જરૂર હોય નહિ. રાત્રે સ્ત્રીપુરુષે નોખી ઓરડીમાં સૂવું જોઈએ.

દિવસની વેળાએ બન્નેએ શુભ પ્રવૃત્તિમાં ને સારા વિચારોમાં નિરંતર રોકાયેલાં રહેવું જોઈએ. પોતાના સુવિચારને ઉત્તેજન મળે તેવાં પુસ્તકો વાંચવાં, તેવાં સ્ત્રીપુરુષોનાં ચરિત્રો વિચારવાં, અને વિષયભોગમાં દુઃખ જ રહ્યું છે એ વિચાર વારંવાર કરવો. જ્યારે જ્યારે વિષયની ઇચ્છા થઈ આવે ત્યારે ત્યારે ઠંડા પાણીથી નાહી લેવું. આમ કરવાથી શરીરમાં જે મહાઅગ્નિ રહ્યો છે તે બીજું ને સારું રૂપ પકડી પુરુષ અને સ્ત્રી બન્નેને ઉપકારી થઈ પડશે, ને તેમના ખરા સુખમાં વધારો થશે. આમ કરવું એ મુશ્કેલ છે. પણ મુશ્કેલીઓ જીતવાને તો આપણે જન્મ્યા છીએ. આરોગ્ય મેળવવું હોય તેણે આ મુશ્કેલીને જીતવી જ રહી છે.

# સુધારો કે કુધારો?

એક લેખક, જેને હું સારી પેઠે ઓળખું છું તે, નીચે પ્રમાણે લખે છે:

"શું પ્રચલિત નીતિ કુદરતી છે? વારંવાર મનમાં એ સવાલ થયાં કરે છે. વળી આપે 'નીતિધર્મ' લખીને અત્યારની પ્રચલિત નીતિને ટેકો આપ્યો છે. હવે એ પ્રચલિત નીતિ કુદરતી છે? મને લાગે છે કે અકુદરતી છે. કારણ આજની નીતિથી જ મનુષ્ય વિષયમાં પશુ કરતાં પણ અધમ થઈ ગયો છે. આજની નીતિની મર્યાદાથી લગ્નવ્યવહાર સંતોષકારક ક્યાંય જ થતો હશે, અગર નથી થતો કહું તોપણ ખોટું નથી. જ્યારે લગ્નનો કાયદો નહોતો ત્યારે કુદરતના કાયદા મુજબ સ્ત્રીપુરુષનો સમાગમ થતો, અને એ સમાગમ સુખરૂપ હતો. આજે નીતિનાં બંધનો આવ્યાં ત્યારે એ સમાગમ એક જાતનું દરદ થઈ પડચો છે. એ દરદમાં આખું જગત ફસાયું છે અને ફસાતું જાય છે.

હવે નીતિ કોને કહીએ? એકની નીતિ તે બીજાની અનીતિ છે. એક એક જ પત્નીનો વિવાહ કબૂલ રાખે છે, બીજા અનેક પત્ની કરવાની છૂટ આપે છે. કોઈ કાકામામાનાં છોકરાંની સાથે વિવાહસંબંધ ત્યાજ્ય ગણે છે, તો કોઈ છૂટ આપે છે. ત્યારે

હવે કોને નીતિ સમજવી? હું તો કહું છું કે લગ્ન એ સામાજિક બંધારણ છે. એને ધર્મ સાથે કાંઈ લાગતુંવળગતું નથી. આગલા મહાપુરુષોએ દેશકાલાનુસાર નીતિ ઘડી છે.

હવે એ નીતિએ જગતની કેવી પાયમાલી કીધી છે તે તપાસીએ:

૧. પ્રમેહ, ઉપદંશ જેવા રોગ આવ્યા. પશુઓમાં એ રોગ નથી. ત્યાં કુદરતી સમાગમ છે.

૨. બાળહત્યા કરાવી. આ લખતાં મારું જીગર કંપે છે. કેવળ આ નીતિના કાયદાને લઈને એક કોમળ માતા ક્રૂર બની પોતાના બાળકોનો નાશ પોતાને હાથે ગર્ભમાં અગર બહાર આવ્યા પછી કરે છે.

૩. કજોડાં, બાળલગ્ન ઇત્યાદિ અપસંદગીના સમાગમ. આવા સમાગમે જ આજે જગતને, તેમાં પણ વિશેષ હિંદને, માયકાંગલું બનાવ્યું છે.

૪. જર, જોરુ અને જમીન એ ત્રણના કજિયામાં જોરુના કજિયા પ્રથમ પદે છે. એ પણ આજની પ્રચલિત નીતિને જ લઈને છે.

ઉપલાં ચાર કારણો સિવાય બીજાં પણ હશે. મારી દલીલ ખરી હોય તો પ્રચલિત નીતિમાં સુધારો ન થવો જોઈએ?

બ્રહ્મચર્યને આપ માનો છો એ ઠીક છે. પણ બ્રહ્મચર્ય પણ ખુશીનું હોવું જોઈએ, જોરજબરીનું નહિ; ત્યારે હિંદુઓ તો લાખો વિધવાઓને પરાણે બ્રહ્મચર્ય પળાવે છે. એ વિધવાઓનાં દુઃખ તો આપ જાણો છો. એ બહાને બાળહત્યા થાય છે તે પણ આપથી છાનું નથી. ત્યારે પુનર્લગ્ન માટે એક જબરદસ્ત હિલચાલ ચલાવો તો શું? એની અગત્ય પણ ઓછી નથી. ત્યારે આપ એ તરફ જોઈએ તેટલું લક્ષ કેમ નથી આપતા?"

આમાં જે પ્રશ્નો લેખકે ઉઠાવ્યા છે એ મારી પાસેથી એ વિષય ઉપર કાંઈક લખાવવાને ખાતર જ ઉઠાવ્યા છે એવી

મારી માન્યતા છે. કારણ કે જે પક્ષનું ઉપરના લેખમાં સમર્થન છે તેનું સમર્થન લેખક પોતે કરતા હોય એવું હું જાણતો નથી. પણ તેમાં ઉઠાવેલા પ્રશ્નો આજકાલ હિંદુસ્તાનમાંયે ઊઠે છે એમ હું જાણું છું. એની ઉત્પત્તિ પશ્ચિમમાં થયેલી છે; અને વિવાહને પુરાણી, જંગલી અને અનીતિની વૃદ્ધિ કરનારી પ્રથા માનનારાની સંખ્યા પશ્ચિમમાં તો નાનીસૂની નથી. કદાચ એ સંખ્યા વધતી પણ જતી હોય. વિવાહને જંગલી મનાવવામાં પશ્ચિમમાં જે દલીલો થાય છે એ બધી મેં વાંચી નથી. પણ મજકૂર લેખકે જે દલીલો કરેલી છે તેવી જ જો તે હોય તો મારા જેવા પુરાણીને (અથવા જો મારો દાવો કબૂલ રહી શકતો હોય તો સનાતનીને) ખંડન કરવામાં કાંઈ મુશ્કેલી કે મૂંઝવણ પડે તેમ નથી.

મનુષ્યની સરખામણી પશુની સાથે કરવામાં જ ભૂલની જડ રહેલી છે. મનુષ્યને જે નીતિ અથવા ધોરણ લાગુ પડે છે તે પશુનીતિથી ઘણી બાબતોમાં જુદું છે અને ચડિયાતું છે. અને તેમાં જ મનુષ્યની વિશેષતા છે. એટલે કુદરતી કાયદાનો જે અર્થ પશુયોનિને સારુ કરી શકાય તે મનુષ્ય-યોનિને હમેશાં લાગુ ન પડે. મનુષ્યને ઈશ્વરે વિવેકશક્તિ આપી છે. પશુ કેવળ પરાધીન છે. તેથી પશુને સ્વતંત્રતા એટલે પસંદગી જેવી કશી વસ્તુ જ નથી; જ્યારે મનુષ્યને પસંદગી છે જ, સારાસારનો વિચાર કરી શકે છે, અને સ્વતંત્ર હોઈ તેને પાપપુણ્ય કરવાપણું રહ્યું છે. અને જ્યાં પસંદગી રહેલી છે ત્યાં પશુના કરતાં પણ હલકા થવાપણાને અવશ્ય અવકાશ છે. તેમ જો મનુષ્ય પોતાના દિવ્ય સ્વભાવને

અનુસરે તો તેને ચડવાપણું પણ છે. જંગલીમાં જંગલી જણાતી કોમમાં પણ થોડે કે વધતે અંશે વિવાહનો અંકુશ છે જ. જો એમ કહેવામાં આવે કે એ અંકુશમાં જ જંગલીપણું છે કેમકે પશુ એ અંકુશને વશ થતાં જ નથી, તો પરિણામ એ આવે કે સ્વચ્છંદ એ મનુષ્યનો કાયદો ગણાય. પણ જો મનુષ્યમાત્ર ચોવીસ કલાક સુધી પણ સ્વેચ્છાચારી બની રહે તો જગતનો નાશ જ થાય; કોઈને કોઈનું માનાવપણું જ ન રહે; સ્ત્રીપુરુષની વચ્ચેની મર્યાદા એ તો અધર્મ મનાય. અને મનુષ્યના વિકાર તો પશુના કરતાં બહુ વધારે રહ્યા જ છે. એ વિકારની લગામને ઢીલી મૂકી દીધી એટલે એ વિકારના વેગમાંથી ઉત્પન્ન થતો અગ્નિ જ્વાળામુખીની જેમ જગતને ક્ષણમાત્રમાં ભસ્મ કરી મૂકે. જરાક વિચાર કરીએ તો આપણે જોઈશું કે મનુષ્ય આ જગતમાં જ બીજાં અનેક પ્રાણીઓ ઉપર સત્તા ભોગવે છે તે કેવળ સંયમ, ત્યાગ, આપભોગ, યજ્ઞ અને કુરબાનીને લઈને.

ઉપદંશ, પ્રમેહ ઇત્યાદિનો ઉપદ્રવ વિવાહને લઈને નથી, પણ વિવાહના નિયમોનો ભંગ થવાથી, અને મનુષ્ય પશુ ન હોવા છતાં પશુનું અનુકરણ કરવા જતાં દૂષિત થઈ જાય છે તેથી થાય છે. વિવાહના નિયમોનું પાલન કરનાર એક પણ મનુષ્ય હું જાણતો નથી જેને મજકૂર ભયંકર દરદો થયાં હોય. જ્યાંજ્યાં તે દરદો થયાં છે ત્યાંત્યાં મુખ્ય ભાગે વિવાહનીતિના ભંગથી થયાં છે, અથવા એ નીતિનો ભંગ કરનાર મનુષ્યના સ્પર્શથી થયાં છે, એમ વૈદકશાસ્ત્ર સિદ્ધ કરી આપે છે. બાળવિવાહનો અને બાળહત્યાનો નિર્દય રિવાજ એ વિવાહનીતિને લઈને નથી, પણ એ રિવાજની

ઉત્પત્તિ વિવાહનીતિના ભંગને આભારી છે. વિવાહનીતિ તો એમ કહે છે કે જ્યારે પુરુષ અથવા સ્ત્રી પૂરી ઉંમરે પહોંચે, તેને પ્રજોત્પત્તિની ઇચ્છા થાય, તેનું આરોગ્ય સારું હોય ત્યારે જ અમુક મર્યાદાઓનું પાલન કરીને તે પોતાને યોગ્ય સાથી શોધે અથવા માબાપ શોધે. અને સાથીમાં પણ આરોગ્ય વગેરે ગુણો હોવા જ જોઈએ. એ વિવાહનીતિને અનુસરનાર મનુષ્યો આખા જગતમાં ગમે ત્યાં જઈએ અને નિહાળીએ ત્યાં સુખી જ જોવામાં આવે છે. જેમ બાળ-વિવાહનું તેમ જ વૈધવ્યનું. દુઃખરૂપ વૈધવ્ય વિવાહનીતિના ભંગમાંથી જ ઉત્પન્ન થાય છે. જ્યાં શુદ્ધ વિવાહ છે ત્યાં વૈધવ્ય અથવા વિધુરતા સહજ સુખરૂપ છે અને શોભારૂપ છે. જ્યાં જ્ઞાનપૂર્વક વિવાહસંબંધ જોડાયો છે ત્યાં એ સંબંધ કેવળ દૈહિક જ નથી પણ આત્મિક છે, અને દેહ પડે તોપણ આત્માનો સંબંધ કદી વીસરી જ ન શકાય. જ્યાં એ સંબંધનું ભાન છે ત્યાં પુનર્વિવાહ અસંભવિત છે, અયોગ્ય છે, અને અધર્મ છે. જે વિવાહમાં ઉપર્યુક્ત નિયમોનું પાલન નથી ત્યાં એ સંબંધને વિવાહ તરીકે ન ઓળખવો જોઈએ. અને જ્યાં વિવાહ નથી ત્યાં વૈધવ્ય અથવા વિધુરતા જેવી વસ્તુ જ નથી. જો એવા આદર્શ વિવાહ ઘણા થતા આપણે ન જોતા હોઈએ તો એ વિવાહની પ્રથાનું નાશ કરવાનું કારણ નથી, પણ તે પ્રથાને સારા પાયા ઉપર મૂકવાનું સબળ કારણ હોવું જોઈએ.

સત્યને નામે અસત્ય ચલાવનારની સંખ્યા જોઈને કોઈ સત્યનો દોષ કાઢે અથવા તેની અપૂર્ણતા સિદ્ધ કરવા જાય તો આપણે તેને અજ્ઞાની માનીશું. તેમ જ વિવાહનીતિના ભંગના

દાખલામાંથી વિવાહનીતિને નિંદવાનો પ્રયત્ન પણ અજ્ઞાનની અથવા અવિચારની નિશાની છે.

લેખક કહે છે કે વિવાહમાં ધર્મ કે નીતિ નથી, એ તો એક રૂઢિ અથવા રિવાજ છે; અને તે પણ ધર્મ અને નીતિની વિરુદ્ધ છે અને તેથી નાબૂદ કરવા યોગ્ય છે. મારી અલ્પમતિ પ્રમાણે તો વિવાહ એ ધર્મની વાડ છે, અને જો તે નાબૂદ થાય તો ધર્મ જેવી વસ્તુ જગતમાં રહે જ નહિ. ધર્મનો પાયો જ સંયમ અથવા મર્યાદા છે. જે મનુષ્ય પરહેજગાર નથી તે ધર્મને શું સમજે? પશુના કરતાં મનુષ્યમાં બહુ વધારે વિકારો છે. બન્નેમાં રહેલા વિકારોની વચ્ચે કાંઈ પણ સરખામણી જ ન થઈ શકે. જે મનુષ્ય વિકારોને કેદમાં ન રાખી શકે તે મનુષ્ય ઈશ્વરની ઓળખ ન જ કરી શકે. આ સિદ્ધાન્તનું સમર્થન કરવાપણું હોય જ નહિ. કેમકે જેઓ ઈશ્વરનું અસ્તિત્વ અથવા આત્મા અને દેહની ભિન્નતાનો સ્વીકાર ન કરે તેને સારુ વિવાહબંધનની આવશ્યકતા સિદ્ધ કરવી મુશ્કેલ થઈ પડે એ હું કબૂલ કરું છું. પણ જેણે આત્માના અસ્તિત્વનો સ્વીકાર કર્યો છે, અને જે આત્માનો વિકાસ કરવા ઇચ્છે છે, તેને સમજાવવાપણું હોય જ નહિ કે દેહદમન વિના આત્માની ઓળખ અથવા આત્માનો વિકાસ અસંભવિત છે. કાં તો દેહ સ્વચ્છંદનું ભાજન હોય, અથવા આત્માની ઓળખ કરવાનું તીર્થક્ષેત્ર હોય. જો એ આત્માની ઓળખ કરવાનું તીર્થક્ષેત્ર હોય તો સ્વેચ્છાચારને સ્થાન જ નથી. દેહને ક્ષણેક્ષણે આત્માએ વશ કરવો જ રહ્યો.

જમીન, જોરુ અને જર એ ત્રણ કજિયાનાં ઘર ત્યાં જ હોય જ્યાં સંયમધર્મનું પાલન નથી થતું. વિવાહની પ્રથાને

જેટલે અંશે મનુષ્યો માન આપે છે તેટલે અંશે સ્ત્રી કજિયાનું ઘર થતી અટકે છે. જો પશુની જેમ પ્રત્યેક સ્ત્રીપુરુષ જેમ ફાવે તેમ જ્યારેત્યારે વર્તી શકે તો મનુષ્યો ઝગડા કરીને એકબીજાનો નાશ જ કરે. તેથી મારો તો દૃઢ અભિપ્રાય છે કે જે દુરાચાર અને જે દોષોનો ઉલ્લેખ લેખકે કર્યો છે, તેનું ઔષધ વિવાહધર્મનું છેદન નથી, પણ વિવાહધર્મનું સૂક્ષ્મ નિરીક્ષણ અને પાલન છે.

કોઈ ઠેકાણે સગાંમાં વિવાહનો સંબંધ બાંધવાની છૂટ છે અને કોઈ ઠેકાણે નથી એમ નીતિની ભિન્નતા છે એ સત્ય છે. કોઈ ઠેકાણે એકપત્નીવ્રતનું પાલન ધર્મ ગણાય છે. કોઈ ઠેકાણે એકીવખતે અનેક પત્નીઓ કરવાનો પ્રતિબંધ નથી. આ નીતિની ભિન્નતા ન હોય એ ઇચ્છવાયોગ્ય છે. પણ એ ભિન્નતા આપણી અપૂર્ણતા સૂચવે છે, નીતિની અનાવશ્યકતા કદી નહિ. જેમજેમ આપણે વધારે અનુભવ લેતા જઈશું તેમતેમ બધી કોમોની અને બધા ધર્મીઓની નીતિનું ઐક્ય પેદા થતું જશે. નીતિની સત્તાને કબૂલ કરનારું જગત તો અત્યારે પણ એકપત્નીવ્રતને જ આદરપૂર્વક જુએ છે. કોઈ ધર્મ અનેક પત્ની કરવાની ફરજ પાડતો જ નથી; છૂટ આપે છે. દેશકાળને જોઈને અમુક છૂટ અપાય તેથી આદર્શ ખોટો નથી થતો, અથવા આદર્શની ભિન્નતા સિદ્ધ થતી નથી.

વિધવાવિવાહ વિષે મારા વિચારો હું અનેકવાર પ્રગટ કરી ચૂક્યો છું. બાળવિધવાના પુનર્લગ્નને હું ઇષ્ટ ગણું છું, એટલું જ નહિ પણ બાળવિધવાને પરણાવવાની માબાપોની ફરજ છે એમ હું માનું છું.

# વીર્યરક્ષા

કેટલાક નાજુક વિષયો ખાનગીમાં જ ચર્ચવાની ઘણી ઇચ્છા છતાં જાહેરમાં ચર્ચવા પડે છે તે માટે મારાં સામાહિકોના વાચકો મને માફ કરશે. કારણ મારે જે સાહિત્ય વાંચવું પડયું છે, અને મોં. બ્યૂરોના પુસ્તકના અવલોકનને લીધે મારા ઉપર જે પુષ્કળ કાગળો આવી રહ્યા છે, તેને લીધે સમાજને માટે અતિશય મહત્ત્વના એવા આ પ્રશ્નની જાહેર ચર્ચા આવશ્યક થાય છે. મલબારથી એક ભાઈ લખે છે:

"મોં. બ્યૂરોના પુસ્તકના અવલોકનમાં આપે લખ્યું છે કે બ્રહ્મચર્ય અથવા લાંબા સંયમને પરિણામે કોઈના ઉપર માઠી અસર થઈ હોય એવો એક દાખલો હું જાણતો નથી. પણ મારો જ દાખલો લઉં. મને તો સંયમ વધારેમાં વધારે ત્રણ અઠવાડિયાં સુધીનો ફળે છે, પછી નહિ. એટલી અવધિ પછી મારું શરીર ભારે-ભારે લાગે છે, મન અને શરીર અસ્વસ્થ થઈ જાય છે, અને તેને લીધે સ્વભાવ પણ બગડે છે. આ પરિણામોમાંથી આરામ તો સ્વાભાવિક મૈથુન કર્યાથી જ અથવા સ્વપ્નસ્રાવ થવામાં કુદરત મદદે આવે છે ત્યારે જ થાય છે. અને આમ આરામ મેળવ્યા પછી શરીર અથવા મનની નબળાઈ જણાવાને બદલે બીજે જ દિવસે સવારે મારું

મન શાંત અને શરીર હલકું ફૂલ લાગે છે, અને હું મારું નિત્યનું કામ વધારે ઉમંગથી કરી શકું છું.

પણ મારા એક મિત્રને સંયમને લીધે ચોક્કસ હાનિકારક ચિહ્નો જણાયાં હતાં. એમની ઉંમર ૩૨ વર્ષની છે. એ શુદ્ધ અન્નાહારી છે અને ધર્મનિષ્ઠ છે. એમને શરીર કે મનનું એકે દુર્વ્યસન નથી. આમ છતાં બે વર્ષ ઉપર એમણે વિવાહ કર્યો ત્યાં સુધી દર રાત્રે તેમને પુષ્કળ વીર્યસ્રાવ થતો, અને શરીર તથા મન બંને બહુ નબળાં પડી જતાં. પછી તો તેમને પેડુમાં અત્યંત દર્દ થવા લાગ્યું. આખરે કોઈ આયુર્વેદિક વૈદની સલાહથી તેમણે લગ્ન કર્યું અને હવે તે ઉપરના બધા વ્યાધિથી મુક્ત છે.

આપણાં પ્રાચીન શાસ્ત્રો બ્રહ્મચર્યની શ્રેષ્ઠતા પ્રગટ કરે છે, અને મારી બુદ્ધિ પણ તે સ્વીકારે છે. પણ ઉપર મેં જે અનુભવ કહ્યા તેથી સ્પષ્ટ થાય છે કે અમે વીર્યને અમારા શરીરની અંદર જીરવી ન શકતા હોઈ તે ઝેર થાય છે. એટલે મારા જેવા જેઓ બ્રહ્મચર્ય અને સંયમના મહત્ત્વ વિષે શંકા ન રાખતા હોય છતાં હેરાન થતા હોય તેવાઓને માટે વીર્યરક્ષા કરવાને સારુ હઠયોગનાં આસન જેવી કોઈ ક્રિયા વિષે 'યંગ ઇંડિયા'માં લખશો તો આભાર થશે."

આ દાખલા અમુક વ્યક્તિના જ નથી. ઘણાને એવા અનુભવ થાય છે, અને તેના એ નમૂનારૂપ છે. આવા ઘણા દાખલામાં મેં જોયું છે કે અધૂરી હકીકત ઉપરથી ઉતાવળાં અનુમાન ખેંચવામાં આવ્યાં હોય છે. વીર્યની રક્ષા કરવી અને તેને શરીરમાં પચાવવું એ સહેલી વાત નથી, લાંબા અભ્યાસને પરિણામે જ એ સાધી શકાય. અને એમ જ હોય, કારણ એથી શરીર અને મનને જે કૌવત મળે છે તે બીજી કોઈ પણ ક્રિયાથી નથી મળતું. દવા અને યાંત્રિક સાધનોથી શરીર ભલે ઠીક રહે, પણ તેથી

મન તો ખવાઈ જ જાય છે, અને દરેક મનુષ્ય જે વિષય-વિકારરૂપી અસંખ્ય વિનાશક શત્રુઓથી ઘેરાયેલો છે તે શત્રુઓના હુમલા સામે બચાવ કરવાને મનને તદ્દન અશક્ત કરી મૂકે છે.

અનેકવાર આપણે જેવાં કર્મ કરીએ છીએ તેથી થવી જોઈએ તેવી અસરથી ઊલટી અસરની જ આશા રાખીએ છીએ. આપણો જીવનક્રમ આપણા વિકારોને તૃપ્ત કરવાને માટે જ રચાયેલો હોય છે. આપણો ખોરાક, આપણું સાહિત્ય, આપણી રમતગમત, આપણા કામ કરવાના કલાક એવી રીતે ગોઠવાયેલા હોય છે કે તેથી આપણા પાશવ વિકારોને ઉત્તેજન થાય અને પોષણ મળે. આપણામાંના ઘણાખરા લગ્ન કરી બાળકો ઉત્પન્ન કરવા માગીએ છીએ, અને સામાન્ય રીતે મર્યાદામાં રહીને પણ ભોગ ભોગવવા માગીએ છીએ. અને આ ક્રમ અનંત કાળ સુધી ચાલ્યા જ કરવાનો

પણ આ સામાન્ય નિયમને હમેશાં અપવાદો રહ્યા જ છે, આજે પણ છે. માનવજાતિની એટલે ઈશ્વરની સેવાને અર્થે સંપૂર્ણ નિવેદિત જીવન ગાળવાની ઇચ્છાવાળા મનુષ્યો પડ્યા જ છે. તેઓ પોતાનું ખાસ કુટુંબ ઉછેરવામાં અને સામાન્ય વસુધાકુટુંબ ઉછેરવામાં પોતાનો સમય સરખી રીતે વહેંચી નાંખવા માગતા નથી. આવાં મનુષ્યો ખાસ અંગત હિત સાધી શકાય તેવી રીતે પોતાનું સામાન્ય જીવન ન જ ગાળી શકે. ઈશ્વરની સેવા ખાતર જેમને બ્રહ્મચારી થવું છે તેમણે તો જીવનની સુખસગવડો તજવી જ પડશે, અને કઠોર તપશ્ચર્યામાં જ તેમણે રસ લેવો પડશે. તેઓ ભલે

સંસારમાં રહે, પણ સંસારના થઈને નહિ રહે. તેમનો આહાર, તેમનો વ્યવહાર, તેમનાં કાર્યનો સમય, તેમના આનંદો, તેમનું સાહિત્ય, તેમની જીવન પ્રત્યે દૃષ્ટિ સંસારીઓની દૃષ્ટિથી ભિન્ન જ રહેશે.

એટલે હવે આપણે પૂછીએ કે ઉપરનો કાગળ લખનાર તથા તેમના મિત્રે સંપૂર્ણ બ્રહ્મચારી જીવન ગાળવાનો સંકલ્પ કર્યો હતો ખરો, અને તે સંકલ્પને અનુસાર તેમણે પોતાનો જીવનક્રમ ઘડ્યો હતો ખરો? જો એનો જવાબ નકારમાં હોય તો કાગળ લખનારને પોતાનો સંયમ તોડતાં જે આરામ લાગ્યો, અને તેમના મિત્રને સંયમમાં જે નબળાઈ જણાઈ તેમાં કશું આશ્ચર્ય નથી. એમના મિત્રને માટે તો ઉપાય વિવાહ જ હતો, જેમ ઘણા દાખલાઓમાં વિવાહ જ અતિશય સ્વાભાવિક અને ઇષ્ટ થઈ પડે છે. કારણ તેઓ પોતાના ચોવીશે કલાક, પોતાની ઇચ્છાવિરુદ્ધ, મનને વિષે તો વિવાહિત જીવન જ ગાળતા હોય છે. વિચારને દબાવી ભલે રાખો, પણ તે અમૂર્ત જ રહે તો તેની અસર મૂર્ત વિચાર, એટલે કૃતિમાં ઊતરેલા વિચાર, કરતાં વધારે રહેશે. અને જ્યારે કૃતિના ઉપર યોગ્ય અંકુશ મુકાય ત્યારે તેની વિચાર ઉપર અસર થાય છે. તે વિચારને નિયમિત કરે છે. એવી રીતે કૃતિમાં મુકાયેલો વિચાર કેદી બને છે અને અંકુશમાં રહે છે. એ દૃષ્ટિએ વિવાહ (કૃતિમાં મુકાયેલો વિચાર) એક પ્રકારનો સંયમ બને છે.

સંયમી જીવન ગાળવા ઇચ્છાનારાઓ માટે વીગતવાર સૂચના આપવાનું આ વર્તમાનપત્રનો લેખ સ્થાન ન હોય. મારે એવાઓને મારું 'આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન' પુસ્તક

વાંચવાનું કહેવું જોઈએ. એ પુસ્તક અનેક વર્ષો ઉપર એ જ હેતુ માટે લખાયું હતું. એમાં નવા અનુભવ અનુસાર કેટલાક ફેરફાર કરવાની જરૂર રહે છે, પણ એમાં લખેલી એકે વસ્તુ કાઢી લેવાની તો હું જરૂર જોતો નથી જ. છતાં સામાન્ય સૂચના અહીં ફરી પાછી આપી દેવાને કશી અડચણ નથી:

૧. માફકસર ખાઓ, હમેશાં થોડી મીઠી ભૂખ રાખીને ઊઠો.

૨. અન્નાહારી ભલે હો. પણ અત્યંત મસાલાવાળા અને તેલઘીવાળા ખોરાક તો ત્યાજ્ય છે. જ્યારે પૂરતું દૂધ લેતા હો ત્યારે જુદું તેલઘી લેવાની જરૂર જ રહેતી નથી. જ્યારે વીર્યહાનિ જ અલ્પ થતી હોય ત્યારે અલ્પાહાર પૂરતો થઈ પડે છે.

૩. શરીર અને મન બંને સદા સ્વચ્છ વ્યવસાયમાં જ રોકાયેલાં રહેવાં જોઈએ.

૪. વહેલા સૂઈને વહેલા ઊઠવાનો નિયમ જ કરી દેવો જોઈએ.

૫. આ ઉપરાંત સંયમી જીવનને માટે ઈશ્વરપ્રણિધાનની ઉગ્ર જાગ્રત ઇચ્છા હોવી એ પરમ આવશ્યક છે. આ મુખ્ય વસ્તુ જ્યારે હૃદયમાં ઊતરી ગયેલી હોય ત્યારે મારા શરીરને ઈશ્વર પોતાનું સાધન માની સ્વચ્છ અને વ્યવસ્થિત રાખશે જ એવી શ્રદ્ધા મનુષ્યમાં વધતી જ જશે. ગીતાનું વચન છે:

विषया विनिवर्तंते निराहारस्य देहिनः ।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥

(ઉપવાસી માણુસના વિષય પાછા વળે, પણુ વિષય માટે રસ રહી જાય છે; જ્યારે તે પ્રભુને નિરખે છે ત્યારે રસ પણુ પાછા વળે છે.)

અને આ અક્ષરેઅક્ષર સાચું છે,

પત્રલેખક આસન અને પ્રાણાયામની વાત કરે છે. સંયમમાં આ બંને વસ્તુને અગત્યનું સ્થાન છે એમ તો મને લાગે છે. પણુ હું દિલગીર છું કે મારો અનુભવ આ બાબતમાં નહિજેવો છે. મારી જાણુ પ્રમાણે આ વિષય સંબંધે હાલના અનુભવને આધારે લખાયેલું સાહિત્ય બહુ અલ્પ છે. પણુ એ ક્ષેત્ર અવશ્ય ખેડવાજેવું છે. પણુ અભિજ્ઞ વાચક એનો અખતરો રખે કરે, અથવા હાથમાં આવ્યા તે હઠયોગીની સૂચના પ્રમાણે અમલ કરવા રખે મંડી જાય! એ ખાતરી રાખે કે સંયમી અને ધર્મનિષ્ઠ જીવન સંપૂર્ણ બ્રહ્મચર્ય સાધવાને માટે પૂરતું થઈ પડે છે.

# મંછા ભૂત

એક સજ્જન લખે છે:

"'યંગ ઇંડિયા'ના ગર્ભાધાનનિરોધ વિષેના આપના લેખો બહુ રસપૂર્વક મેં વાંચ્યા. જે. એ. હેડફિલ્ડનું પુસ્તક 'સાઇકોલોજી ઍંડ મૉરલ્સ' આપે વાંચ્યું હશે. તેમાંના નીચેના ફકરા ઉપર આપનું ધ્યાન ખેંચવા માગું છું:

'જ્યારે વિષયેચ્છા આપણી નીતિવૃત્તિને પ્રતિકૂળ હોય છે ત્યારે તેને આપણે વિષયવિલાસ કહીએ છીએ; અને જ્યારે તે પ્રેમવૃત્તિને અનુકૂળ હોય છે ત્યારે તેને શુદ્ધ આનંદ કહીએ છીએ. આવી રીતે બંને વૃત્તિનો ભેદ પાડવાને લીધે દંપતીપ્રેમ નષ્ટ થવાને બદલે ગાઢ થાય છે; ત્યારે એક તરફથી સ્વૈર સ્વેચ્છાચાર અને બીજી તરફથી ઇન્દ્રિયનિગ્રહ—વિષયવૃત્તિને સંતોષવી એ અધમ પ્રકારનો આનંદ છે એવા ખોટા ખ્યાલથી કરવામાં આવતો નિગ્રહ—બંને વિહ્વળતા અને પ્રેમની શિથિલતા ઉત્પન્ન કરે છે.'

આનો અર્થ એ છે કે ગ્રંથકર્તાના અભિપ્રાય પ્રમાણે વિષયસંભોગ એ એક સંસ્કાર જેવી પવિત્ર ક્રિયા છે, કારણ બાળક ઉત્પન્ન કરવાના પરિણામ ઉપરાંત તે પતિપત્ની વચ્ચેના પ્રેમને દઢીભૂત કરે છે. ગ્રંથકારનો આ મત હું માનું છું કે સાચો છે, કારણ એ લેખક એક પ્રસિદ્ધ માનસશાસ્ત્રી છે, એટલું જ નહિ પણ મેં પોતે એવા દાખલા જોયા છે જેમાં પ્રેમને શારીરિક રીતે વ્યક્ત કરવાની સ્વાભાવિક ઇચ્છાને દબાવવાના પ્રયત્નથી વિવાહિત જીવન વિષમ થયું છે અને બગડ્યું છે. જો એ મત હું માનું છું તે પ્રમાણે સાચો હોય, તો મને આશ્ચર્ય થાય છે કેવળ પ્રજોત્પત્તિના હેતુથી થયેલા સંભોગ સિવાયના બધા સંભોગ અયોગ્ય છે એવો આપનો મત શી રીતે ટકી શકે? આ એક દાખલો

સો. એક યુવાન સ્ત્રીપુરુષ એકબીજાને ચાહે છે. એ વસ્તુ સરસ છે, ઈશ્વરની યોજનાને પણ અનુકૂળ છે. પણ તેમની પાસે બાળકને ઉછેરવાના અને કેળવવાના પૈસા નથી. હું માનું છું કે આપ પણ કબૂલ તો કરશો કે એ ઉછેરવાનાં અને કેળવવાનાં સાધન સિવાય દુનિયામાં બાળકને ઉત્પન્ન કરવું એ પાપ છે; અથવા તો એમ કહેવું હોય તો એમ કહો કે બાળક ઉત્પન્ન કરવું એ સ્ત્રીના સ્વાસ્થ્યને માટે હાનિકારક છે, અથવા તો તે સ્ત્રીને બાળક ન જોઈતું હોય. હવે આપના મત પ્રમાણે આવા જોડાને માટે બે માર્ગ ખુલ્લા છે—એક એ કે તેમણે પરણવું, અને અલગ રહેવું. જો આમ થાય તો હેડફિલ્ડના મત પ્રમાણે તેમનો પ્રેમ વિકૃત થવા માંડશે, કારણ દબાવેલી ઇચ્છા વિહ્વળતા ઉત્પન્ન કરશે; બીજો માર્ગ એ કે તેમણે કુંવારાં રહેવું—તેમાં પણ તેમનો પ્રેમ વિકૃત થવાનો સંભવ છે, કારણ કુદરત આપણી માનવસંસ્થાની કશી મુરવ્વત રાખતી નથી. તેઓ એકબીજાથી તદ્દન અલગ થઈ જઈ શકે છે, પણ એ વિયોગમાં પણ તેમનાં મન તો પોતાનું કામ કરતાં જ હશે એટલે અનેક ઉપાધિઓ ઉત્પન્ન થશે. વારુ, હવે સમાજરચના એવી રીતે બદલો કે જેથી સૌ લોકો પોતાની ઇચ્છામાં આવે તેટલાં છોકરાં ઉત્પન્ન કરી શકે. તોપણ વધારેપડતાં બાળક ઉત્પન્ન થવાથી પ્રજાને તો જોખમ છે જ, અને ઘણાં બાળક જેને ઉત્પન્ન કરવાં પડશે તે સ્ત્રીનો તો બીચારીનો મરો જ થશે. કારણ માણસ અતિશય સંયમ પાળે તોયે એક વર્ષમાં એક બાળક તેને થઈ જવાનો સંભવ છે. એટલે આપને બ્રહ્મચર્ય અથવા ગર્ભાધાનનિરોધ એ બેમાંથી એકની જ હિમાયત કરવી રહી—કારણ કોઈકવાર પણ સંભોગનું પરિણામ ઘણા અંગ્રેજ પાદરી કુટુંબમાં થાય છે તેમ એ આવશે કે પતિ કહેતો જશે કે 'શું કરીએ ઈશ્વરની મરજી છોકરાં આપવાની છે,' અને સ્ત્રી બીચારી મરણની નજીક પહોંચતી જશે.

આપ જેને આત્મનિગ્રહ કહો છો તેમાં પણ ગર્ભાધાનનિરોધક સાધનો એટલી જ—બલકે વધારે—કુદરતની સાથે દખલગીરી રહેલી

છે. માણુસો ગર્ભાધાનનિરોધક સાધનો વાપરીને પોતાની વિષયેન્દ્રિયને બહેકાવી મૂકશે એ સંભવ છે— પણુ એવા તો એ સાધનો વિના પણુ તેમ કરે છે— અને પોતાના પાપને લીધે તેમને બચ્ચાં ઉત્પન્ન ન થાય તો તેનું દુઃખ તેમને ભોગવવું પડશે, બીજાને નહિ. હું ખરે જ કહું છું કે ઇંગ્લંડમાં કોલસાની ખાણુના માલિકો અને મજૂરોની લડાઈમાં માલિકો જીતવાના છે, કારણુ મજૂરો બહુ વધી પડેલા છે. આમ બહુ બાળકો ઉત્પન્ન કરનારા બીચારાં બાળકોને જ સજા કરે છે એટલું જ નહિ પણુ માનવજાતિને સજા કરે છે."

આ કાગળ કેવીકેવી મનોવૃત્તિમાંથી કેવાં પરિણામ નીપજે છે તે સરસ રીતે બતાવે છે. એક માણુસનું મન દોરડીને સાપ માની બેસે છે અને તેથી ભડકીને ભાગે છે, અથવા તો માનેલા સાપને મારવા માટે લાકડી ઉઠાવે છે. બીજા માણુસનું મન પોતાની બહેનને સ્ત્રી માની લે છે, અને વિકારવશ થાય છે. જે ક્ષણે તે પોતાની ભૂલ સમજે છે કે તરત જ વિકાર શમી જાય છે. પત્રલેખકે ટાંકેલા દાખલામાં એ જ વાત છે. 'વિષયવૃત્તિને સંતોષવી એ અધમ પ્રકારનો આનંદ છે એવા ખોટા ખ્યાલથી ઇંદ્રિયનિગ્રહ કરવામાં આવતો હોય' ત્યારે તો અવશ્ય 'વિહ્વળતા અને પ્રેમની શિથિલતા' ઉત્પન્ન થવાનાં જ. પણુ જો પ્રેમબંધનને દૃઢીભૂત કરવાની ઇચ્છાથી, પ્રેમને વિશુદ્ધ કરવાની ઇચ્છાથી, અને વધારે ઉચ્ચ ધ્યેય માટે વીર્યરક્ષા કરવાની ઇચ્છાથી ઇંદ્રિયનિગ્રહ કરવામાં આવે, તો તે વિહ્વળતા કરવાને બદલે સમતા ઉત્પન્ન કરશે અને પ્રેમને શિથિલતા ઉત્પન્ન કરવાને બદલે દૃઢીભૂત કરશે. વિષયવિકારની તૃપ્તિ ઉપર આધાર રાખતો પ્રેમ ભલે પ્રેમ કહેવાતો હોય તોયે આખરે સ્વાર્થી વ્યવહાર છે, અને તેની જરાક કસોટી થતાં તે તૂટી પડવાનો સંભવ છે.

અને જ્યારે પશુઓમાં સંભોગ એ સંસ્કાર નથી, તો મનુષ્યોને વિષે એ કાર્યને સંસ્કારનો સિક્કો શા સારુ લગાવવો જોઈએ? એના કરતાં એ વસ્તુને જેવી છે તેવી આપણે શા સારુ ન જોઈએ? એમાં વિશેષ છે શું? જ્યારે માણસથી રહેવાતું નથી ત્યારે પ્રજોત્પત્તિને માટે તેઓ ભેગાં થાય છે. જેને ઈશ્વરે થોડે અંશે પણ સંકલ્પબળ આપેલું છે તે માણસો જ પ્રજાના કલ્યાણને માટે, પશુઓ જે અર્થે જન્મ્યાં છે તેના કરતાં અધિક ઉન્નત અર્થ સાધવાને માટે, એ ઇચ્છાનો સંયમ કરવાનો પોતાનો અધિકાર વાપરશે. વિષયતૃપ્તિથી પ્રેમ દઢીભૂત થતો નથી, પ્રેમ ટકાવવા માટે અથવા પ્રેમને સમૃદ્ધ કરવા માટે તે આવશ્યક નથી, એમ આપણે અનેક દાખલાઓમાં જોઈએ છીએ; તોપણ આપણને અભ્યાસ (ટેવ) એવો પડી ગયો છે કે આપણે પ્રજોત્પત્તિના હેતુ વિના થતી વિષયતૃપ્તિને પ્રેમ પોષવાને માટે આવશ્યક અને ઇષ્ટ માનીએ છીએ. ઘણા દાખલા એવા આપી શકાય છે કે જેમાં ઇંદ્રિયનિગ્રહને પરિણામે પ્રેમબંધન મજબૂત થયું છે. હા; એટલું ખરું કે એ ઇંદ્રિયનિગ્રહ સ્વતંત્ર ઇચ્છાપૂર્વક અને અન્યોન્યની આત્મોન્નતિના હેતુથી જ થવો જોઈએ.

માનવસમાજનો અનવરત વિકાસ થયા કરે છે, એટલે આત્મોન્નતિ થયા જ કરે છે; અને જો એ વિકાસ અને ઉન્નતિ થયા જ કરવા દેવી હોય તો ઇંદ્રિયમાત્રને માર્યા જ કરવી જોઈએ. આ દૃષ્ટિએ લગ્ન એ સંસ્કાર કહેવાય, અને તે એટલા જ અર્થમાં કે વિવાહિત જોડું એ સંસ્કારથી સંયમી જીવન ગાળવાની, અને જ્યારે બંનેને પ્રજોત્પત્તિની ઇચ્છા થાય અને બંને તેને માટે તૈયાર હોય ત્યારે તેટલા જ હેતુ માટે

ભેળાં થવાની પ્રતિજ્ઞા લે છે. એ સંસ્કારને બરાબર સમજીએ તો પત્રલેખક જે બે દાખલા લીધા છે તે બંને દાખલામાં પ્રજોત્પત્તિની ઇચ્છા સિવાય ભેળા થવાનો અવકાશ જ રહેતો નથી.

પત્રલેખક તો એ વાત ગૃહીત લઈને ચાલે છે કે પ્રજોત્પત્તિના હેતુ સિવાય સ્વતંત્ર રીતે પણ વિષયભોગ આવશ્યક વસ્તુ છે. એ રીતે તો વધારે દલીલને કશું સ્થાન જ રહેતું નથી. પણ એ ગૃહીત વસ્તુ જ ખોટી છે; કારણ સમસ્ત માનવજાતિમાં શ્રેષ્ઠ એવાં સ્ત્રીપુરુષોએ સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળ્યાના અનેકાનેક સપ્રમાણ દાખલા મોજૂદ છે. જનસમૂહ માટે તો નિગ્રહ પાળવો મુશ્કેલ છે એમ કહેવું એ નિગ્રહની શક્યતા કે ઇષ્ટતાની વિરુદ્ધ દલીલ નથી. સો વર્ષ ઉપર જે કરવાનું આમવર્ગનું ગજું નહોતું તે આજે તે કરી શકે છે એમ જણાયું છે. અને નિઃસીમ પ્રગતિ કરવા માટે આપણી પાસે નિરવધિ કાળ પડ્યો છે તેમાં સો વર્ષ તો બિન્દુ માત્ર છે. જો વિજ્ઞાનશાસ્ત્રીઓની વાત સાચી હોય તો આપણે માનવશરીર પામ્યાને પણ બહુ સમય નથી થયો. એ શરીરની મર્યાદા કોણ જાણે છે, કોણ નિયત કરી શકે છે? અરે, દિનપ્રતિદિન તેની સારીનરસી શક્તિની નિઃસીમતાની આપણને ભાળ મળતી જાય છે.

જો ઇંન્દ્રિયનિગ્રહની શક્યતા અને ઇષ્ટતા આપણે કબૂલ કરીએ તો તે સાધવાનાં સાધન આપણે શોધવાં જોઈએ અને યોજવાં જોઈએ. અને મેં અગાઉના એક લેખમાં લખ્યું છે તેમ સંયમ અને નિગ્રહમાં રહેવું હોય તો આપણે જીવનનો ઢંગ બદલવો જોઈશે. લાડુ ખાવાયે ખરા અને હાથમાં

રાખવોયે ખરો એ બંને વાત ન બને. જો વિષયેન્દ્રિય ઉપર સંયમ રાખવો જ હોય તો બધી ઇંન્દ્રિય ઉપર રાખવો જોઈએ. એ આંખ, કાન, નાક, જીભ, હાથ અને પગના છૂટાદોર મૂકી દઈએ તો મુખ્ય ઇન્દ્રિયને વશમાં રાખવી અશક્ય થઈ પડશે. વિહ્વળતાના, આંકડીના, ઉન્માદના અને ગાંડપણના પણ ઘણા દાખલામાં આપણે માનીએ છીએ કે સંયમ પાળવાના પ્રયત્નને પરિણામે એ રોગ થયા છે, પણ તપાસી જોતાં જણાશે કે એ રોગો બીજી ઇન્દ્રિયોના અસંયમનું જ પરિણામ છે. એક પણ પાપની, કુદરતના એકે કાયદાના ભંગની, સજા થયા વિના રહેતી નથી.

શબ્દને માટે મારે લડવું નથી. જો આત્મનિગ્રહમાં પણ ગર્ભાધાનનિરોધક સાધનોના જેવી જ કુદરતની સાથે દખલગીરી રહેલી હોય તો તે ભલે હોય. તોપણ હું તો કહીશ જ કે એ એક દખલગીરી કાયદેસર છે, અને ઇષ્ટ છે, કારણ તેથી વ્યક્તિ અને સમાજ બંનેનું કલ્યાણ થાય છે; જ્યારે બીજી દખલગીરીથી બંનેનું ભૂંડું જ થાય છે, એટલે ગેરકાયદેસર છે. આત્મસંયમ એ જ જન્મની મર્યાદા સાચવવાનો એક જ સીધો, અચૂક અને ધોરી માર્ગ છે. ગર્ભાધાનનિરોધક સાધનોથી પ્રજોત્પત્તિ રોકવી એ તો પ્રજાનો આત્મઘાત છે.

જો ખાણવાળા અન્યાય કરતાં છતાં જીતતા હોય તો તેનું કારણ એ નથી કે ખાણના મજૂરો વધારેપડતાં છોકરાં ઉત્પન્ન કરે છે, પણ એ છે કે મજૂરો દરેક રીતે સંયમી જીવન ગાળવાનો પાઠ શીખ્યા નથી. જો મજૂરોને છોકરાં જ ન હોત તો તો તેમને પોતાની સ્થિતિ સુધારવાને માટે એક

પણુ પ્રેરકબળ જ ન રહેત, અને રાજ વધારવાને માટે તેમનો કેસ જ ઊડી જાય. તેમને દારૂ પીવાની, જુગાર ખેલવાની અને તમાકુ પીવાની જરૂર છે ખરી કે? માલિકો પણ એ બધું કરે છે છતાં તેમની કેમ જીત છે એમ પૂછવું એ કાંઈ જવાબ છે કે? જો મજૂરો માલિકના કરતાં સારા હોવાનો દાવો ન કરતા હોય તો દુનિયાની સહાનુભૂતિ માગવાનો શો હક છે? શું ધનવાનો વધારવા અને ધનવાદને મજબૂત કરવા માટે? જ્યારે લોકતંત્રનું જોર હશે ત્યારે દુનિયા વધારે સારી હશે એ વચનને આધારે તો લોકતંત્રને આપણે પૂજીએ છીએ. આપણે ધનવાનો અને ધનવાદને જે અનિષ્ટ આરોપીએ છીએ તે જ અનિષ્ટ મોટા પાયા ઉપર આપણે પણુ ન કરીએ તો સારું.

આત્મનિગ્રહ સહેલાઈથી નથી થઈ શકતો એનું મને સખેદ જ્ઞાન છે, પણુ એની મંદ ગતિથી આપણે ગભરાવાની જરૂર નથી. ઉતાવળ એટલે બગાડ. અધીરા થવાથી આમવર્ગમાં વધારેપડતા જન્મપ્રમાણુની ઉપાધિ ઓછી નથી થવાની. આમવર્ગમાં કામ કરનારાઓની સામે મહાભારત કાર્ય ઊભું છે. માનવજાતિના શ્રેષ્ઠ શિક્ષકોએ પોતાના અનુભવના સમૃદ્ધ ભંડારમાંથી આત્મસંયમના જે પાઠ આપણુને આપ્યા છે તે પાઠને તેઓ રખે તેમના જીવનમાંથી બાતલ રાખે. આજની ઉત્તમોત્તમ પ્રયોગશાળાના કરતાં વધારે સારી પ્રયોગશાળામાં એ ઋષિઓએ આપેલાં સત્યોની કસોટી થઈ ચૂકેલી છે. અને એ સૌ ઋષિઓ પોકારી-પોકારીને એક જ વાત કહે છે—આત્મનિગ્રહ વિના છૂટકો નથી.

# માબાપની જવાબદારી

એક શિક્ષક લખે છે:

"તમે જુવાનોના દોષને વિષે લખ્યું છે. તેને સારુ મને તો માબાપ જવાબદાર લાગે છે. મોટાં બાળકોનાં માબાપ પ્રજોત્પત્તિ કર્યાં કરે તેનું પરિણામ શું આવે? આવાં લગ્નને વ્યભિચાર નામ આપવું અયોગ્ય ગણાશે? એક બાળક તેની માના મરણ પછી પિતાની પડખે સૂતો. પિતાએ ફરી લગ્ન કર્યું, અને નવી વહુની સાથે બારણાં વાસીને સૂવાનું રાખ્યું. આથી પેલા બાળકને કુતૂહલ થયું કે મારા પિતા મારી સાથે કેમ નથી સૂતા? અથવા મારી મા જીવતી ત્યારે તો અમે ત્રણે સાથે સૂતાં, હવે નવી મા આવતાં કેમ મારા પિતા મને સાથે નથી સુવાડતા? બાળકનું કુતૂહલ વધ્યું. બારણાંની તડમાંથી જોવાનું મન થયું. જે દૃશ્ય તેની નજરે તડમાંથી દેખાયું તે ઉપરથી બાળકના મન ઉપર શી અસર થાય?

આવું તો સમાજમાં હમેશ બન્યાં કરે છે, અને આ દાખલો કંઈ મારા મગજમાંથી ઉત્પન્ન નથી થયો. એક ૧૩–૧૪ વરસના છોકરા પાસેથી સાંભળેલી આ હકીકત છે. નાની ઉંમરમાં જે પ્રજા આત્મનાશને પંથે વળશે તે સ્વરાજ્ય કેમ લઈ શકશે અગર નભાવી શકશે? આવું ન બને તેની સાવચેતી દરેક માબાપ, શિક્ષક, ગૃહપતિ, કે સ્કાઉટ મંડળના મુખીઓ રાખે તો? ઘણી વખત 'બ્રહ્મચર્ય' શબ્દનો

અર્થ સમજવો નાની ઉંમરમાં મુશ્કેલ લાગે છે. આટલા માટે ઘણા છોકરાને ભેગા કરી બ્રહ્મચર્ય ઉપર ભાષણ આપવા કરતાં દરેકને પોતાના વિશ્વાસમાં લઈ ખરા મિત્ર બની નાની ઉંમરમાં સદ્વર્તન તરફ વળે એવી કાળજી રાખવી વધુ ઇષ્ટ લાગે છે. બાળકનાં મનમાં અસદ્વિચારોને અવકાશ જ ન મળે એમ કરવાનો કોઈ રસ્તો હશે ખરો?

હવે મોટી ઉંમરના માણસો વિષે. જે સમાજ, જે જ્ઞાતિઓ પરજ્ઞાતિની સ્ત્રીના હાથનું ભોજન કરનારનો બહિષ્કાર કરે તે જ્ઞાતિ પરસ્ત્રીસંગ કરનારનો બહિષ્કાર કાં ન કરે? રાજકીય પરિષદમાં અંત્યજો સાથે બેસી આવનારનો દંડ કરે તે જ જ્ઞાતિ વ્યભિચારીઓને કાં ન દંડે? આનું કારણ મને તો લાગે છે કે જો દરેક જ્ઞાતિ આત્મશુદ્ધિ કરવા બેસે તો જ્ઞાતિનું શરીર ઘણું જ ક્ષીણ થઈ જાય, પણ ક્ષીણ શરીરમાં બળવાન આત્મા હોઈ શકે એનું તેમને ક્યાં ભાન છે? ઘણી કોમના પટેલિયાઓ સુદ્ધાં દારૂ કે વ્યભિચારના પાસમાં સપડાયા હોય છે, એટલે પોતાના પગ ઉપર કુહાડો મારવો પડે માટે તે તરફ આંખઆડાકાન કરે છે અને પારકાનો બહિષ્કાર કરતી વખતે ખડે પગે તૈયાર રહે છે. આ સમાજ ક્યારે સુધરશે? જે દેશને રાજકીય ઉન્નતિ સાધવી હોય એ દેશ જો સામાજિક ઉન્નતિ પહેલાં ન સાધે તો રાજકીય ઉન્નતિ આકાશકુસુમવત્ છે."

આ લખાણમાં બહુ વજૂદ છે એમ સૌ કબૂલ કરશે. મોટાં છોકરાં થયા પછી તે જ લગ્નમાં અથવા સ્ત્રી મરી જાય તો બીજાં લગ્ન કરી પ્રજોત્પત્તિ કરવાથી બાળકોને હાનિ પહોંચે છે, એ વાત સમજાવવાપણું ન જ હોય. પણ એટલો સંયમ ન જળવાઈ શકે તોયે પિતાએ બાળકોને નોખા ઘરમાં રાખવાં જોઈએ, અથવા છેવટે પોતે નોખી કોટડીમાં જ્યાંથી બાળકો કંઈ અવાજો ન સાંભળે ને કંઈ જોઈ ન શકે ત્યાં રહેવું જોઈએ. આમાં કંઈક સભ્યતા તો

અવશ્ય જળવાય. બાળવય નિર્દોષ રહેવી જોઈએ તેને માબાપો વિલાસને વશ થઈ દોષિત બનાવે છે. વાનપ્રસ્થાશ્રમનો રિવાજ બાળકોની નીતિને સારુ અને તેમને સ્વતંત્ર અને સ્વાશ્રયી બનાવવામાં અત્યંત ઉપયોગી હોવો જોઈએ.

શિક્ષકોને સારુ જે સૂચના લખનારે કરી છે એ યોગ્ય તો છે જ. પણ જ્યાં ૫૦–૫૦ છોકરાનો એક વર્ગ હોય ત્યાં શિષ્યોની સાથે શિક્ષકને અક્ષરજ્ઞાન આપવાપૂરતો જ સંબંધ હોય તેમાં શિક્ષક ધારે તોપણ એટલા શિષ્યો સાથે આધ્યાત્મિક સંબંધ કઈ રીતે બાંધી શકે? વળી જ્યાં પાંચ-સાત શિક્ષક પાંચસાત વિષયો શીખવી જતા હોય ત્યાં કયો શિક્ષક બાળકોની નીતિને સારુ જવાબદારી ભોગવે?

અને છેવટ કેટલા શિક્ષકો પોતે બાળકોને નીતિને માર્ગે ચડાવવાનો અથવા બાળકોનો વિશ્વાસ મેળવવાનો અધિકાર ભોગવનારા મળી આવશે? આમાં તો કેળવણીનો પ્રશ્ન આખો ઊભો થાય છે. પણ તેની ચર્ચા આ સ્થાને ન થાય.

સમાજ ગાડરિયાં ટોળાંની જેમ વગરવિચારે, વગર-જોયે ધસ્યે જાય છે, ને તેને કોઈ પ્રગતિ પણ માને છે. આવી ભયંકર સ્થિતિ હોવા છતાં આપણો વ્યક્તિગત માર્ગ સરળ છે. જેઓ જાણે છે તેઓ પોતાના ક્ષેત્રમાં પડ્યા જેટલો નીતિનો પ્રચાર થઈ શકે તેટલો કરે. પ્રથમ પ્રચાર તો પોતાનામાં જ કરે. બીજાના દોષોનું મનન કરતાં આપણે પોતે બહુ ભલા જેવા લાગીએ છીએ. પોતાના દોષોનું મનન કરીએ તો આપણે આપણને પોતાને કુટિલ ને

કામી જણાઈશું. જગતના કાજી થવા કરતાં પોતાનું કાજીપણું કરવું વધારે ફળદાયી થાય છે, ને તેમ કરતાં આપણને બીજાઓને સારુ માર્ગ મળી રહે છે. 'આપ ભલા તો જગ ભલા'નો આ પણ એક અર્થ છે. સંતપુરુષને તુલસીદાસે પારસમણિની ઉપમા આપી છે એ ખોટી નથી. આપણે બધાએ સંત થવા પ્રયત્ન કરવો રહ્યો છે. એવા થવું અલૌકિક મનુષ્ય માટે ઉપરથી ઊતરી આવેલી પ્રસાદી નથી, પણ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે; એ જ જીવનનું રહસ્ય છે.

# સંયમની સમસ્યા

"હું ત્રીસ વર્ષનો છું; પરણેલો છું. મારી પત્ની લગભગ મારા જેવડી જ છે. અમને પાંચ સંતાન થયાં છે. સારે નસીબે એમાંનાં બે ગુજરી ગયાં છે. બાકીનાં સંતાનો પ્રત્યેની મારી જવાબદારીનું મને ભાન છે. પણ તે અદા કરવી મારે માટે અશક્ય નહિ તો મુશ્કેલ તો છે જ. આપે સંયમનો ઉપદેશ આપ્યો છે. ત્રણ વરસથી તે હું પાળું છું પણ ખરો. પરંતુ મારું એ પાલન પત્નીની મરજીવિરુદ્ધ છે. તે તો બાપડા સંસારી જીવ જેને જીવનનું સુખસર્વસ્વ માને છે તેનો જ આગ્રહ કર્યાં કરે છે. આપ તો ઉચ્ચ આદર્શની દૃષ્ટિ રાખી આ વસ્તુને પાપ કહો, પણ મારી પત્ની એને એ દૃષ્ટિએ જોતી નથી. હજી વધારે છોકરાં થાય તેનીયે તેને બીક નથી. જવાબદારીનું જે ભાન હોવા વિષે હું અભિમાન ધરાવું છું તે તેને નથી જ. મારાં માબાપ પણ ઘણેભાગે પત્નીનો જ પક્ષ તાણે છે, અને ઘરમાં રોજરોજ કજિયાકંકાસ ચાલે છે. હું પત્નીની વાસનાને તૃપ્ત કરતો નથી એટલે એ ચિડિયણ થઈ ગઈ છે, અને ધૂળ જેવી વાતમાં પણ તે ઊકળી ઊઠે છે. આ મુશ્કેલી-માંથી કેમ ઊગરવું એ મારે માટે કોયડો છે. આજે મારે છોકરાં છે તે વધારેપડતાં છે. એમનું પોષણ કરવા જેટલી મારી ગતિ નથી. પત્ની એકની બે થાય એમ લાગતું નથી. તેને કહે હું વિષયભોગ

કરતો નથી એટલે કદાચ એ આડે રસ્તે ચડે, ગાંડી થઈ જાય કે આપઘાત કરે. હું ખરું કહું છું: કોઈકોઈવાર મને થઈ આવે છે કે આપ રખડતાં કૂતરાં વિષે જેમ કરો તેમ દેશના કાયદામાં છૂટ હોય તો અકારાં બાળકોને હુંયે ગોળીએ ઉડાડી દઉં. છેલ્લા ત્રણ મહિનાથી મેં એકથી બીજી વેળ ખાધું નથી, નાસ્તો સુદ્ધાં કર્યો નથી. માથે વેપારની જવાબદારીઓ પડી છે. એટલે મારાથી લાંબા અપવાસ ખેંચી શકાય એમ નથી. પત્નીને તો મારી કશી દયા આવતી નથી. તે તો માને છે કે હું તો વ્રત કરું છું. સંતતિનિયમન ઉપરનું સાહિત્ય હું જાણું છું. લલચાવી મૂકે એવું તે લખાયેલું છે. વળી, મેં આપની આત્મસંયમ ઉપરની ચોપડી વાંચી છે. હું તો સૂડી વચ્ચે સોપારી જેવો થઈ ગયો છું.”

આ એક જુવાને લખેલા મર્મવેધી કાગળનો લગભગ એમના જ શબ્દોમાં આપેલો સાર છે. એમણે પોતાનું પૂરું નામ-ઠામ આપ્યું છે, અને કેટલાંક વરસથી હું એમને ઓળખું પણ છું. એ જણાવે છે કે પહેલાં નામ આપતાં ડર લાગેલો એટલે એમણે બેવાર મને નનામું લખ્યું હતું, અને આશા રાખી હતી કે હું ‘યંગ ઇંડિયા’માં તેમની બાબત ચર્ચા કરીશ. મને આ જાતના એટલા બધા નનામા કાગળો મળે છે કે એમને વિષે ચર્ચા કરતાં મને સહેજે સંકોચ થાય છે. આ કાગળને વિષે પણ મને ખટકો તો રહે જ છે, જોકે હું જાણું છું કે એ શુદ્ધ બુદ્ધિથી લખાયેલો છે અને એના લખનાર સાધકવૃત્તિના છે એની મને ખબર છે. પણ આવા કિસ્સાઓનો મને ઠીકઠીક અનુભવ છે એવો મારો દાવો છે, અને વળી આવા દાખલાઓમાં મારી ચિકિત્સાએ સારો ફાયદો કર્યો છે, એટલે મારે મારી ચોખ્ખી ફરજમાંથી ખસી જવું ન જોઈએ.

અંગ્રેજી ભણેલા હિંદીઓની બાબતમાં હિંદુસ્તાનની સ્થિતિ બેવડી મુશ્કેલીભરી છે. સામાજિક સંસ્કારિતાની દૃષ્ટિએ ધણીધણિયાણી વચ્ચે લગભગ આસમાનજમીન જેટલું અંતર હોય છે. અને બેઉનો જોગ ખાવો લગભગ અશક્ય છે. કેટલાક જુવાનો પોતાની પત્નીઓને સાવ વહેતી મૂકી પોતે જાણે જગ જીત્યા એમ માને છે, જોકે તેઓ જાણે છે કે તેમની નાતજાતમાં ફારગતી જેવું નથી અને તેથી તેમની સ્ત્રીઓથી ફરી લગ્ન કરી શકાય એમ નથી. વળી બીજા અનેક પોતાની પત્નીઓને કેવળ વિષયની પૂતળીઓ જ ગણે છે, અને તેમની વચ્ચે બૌદ્ધિક સહચાર જેવું કશું જ હોતું નથી. ખોબા જેટલા છતાં હવે વધતી સંખ્યાના માણસોનાં અંતરમાં રામ જાગે છે, અને આ પત્રલેખકે જણાવી છે તેવી નૈતિક કિંકર્તવ્યતાની સમસ્યા તેમની સામે ઊભે છે.

મારા મત પ્રમાણે તો સ્ત્રીપુરુષનો સંભોગ ત્યારે જ ધર્મ્ય ગણાય જ્યારે તે બન્ને પક્ષની ઇચ્છાથી થયો હોય. એક પક્ષને બીજા ઉપર બળજોરી કરવાનો અધિકાર છે એવું હું માનતો જ નથી. અને મારી આ વાત જો ખરી હોય તો પતિએ પત્નીની વિષયભોગની કાકલૂદીને તાબે થવું જ જોઈએ એવું કશું નીતિબંધન નથી. પણ આમ વશ ન વર્તવાથી પતિના માથા ઉપર મોટી અને ગંભીર જવાબદારી આવી પડે છે. તેણે શ્રેષ્ઠતાના ગુમાનમાં આવીને પત્ની તરફ તુચ્છભાવે ન જોવું જોઈએ. એણે નમ્રભાવે સમજવું જોઈએ કે જે એને પોતાને માટે આવશ્યક વસ્તુ નથી તે એની પત્નીને માટે તો દેહધર્મ જેવું છે. તેથી પત્ની સાથે એણે અત્યંત માયાળુપણે અને પ્રેમપૂર્વક વર્તવું જોઈએ. એણે

શ્રદ્ધા રાખવી જોઈએ કે એની પોતાની પવિત્રતાથી પત્નીની વાસના શુદ્ધતમ શક્તિમાં પલટાઈ જશે. એટલે એણે એની પત્નીનો મિત્ર થવું પડશે, માર્ગદર્શક થવું પડશે, ચિકિત્સક થવું પડશે. એણે નિખાલસ દિલે પોતાની વાત તેની આગળ કરવી જોઈએ. એણે અથાગ ધીરજથી પોતાના આચરણના મૂળમાં રહેલું ધર્મતત્ત્વ, પતિપત્ની વચ્ચેના સંબંધનું સાચું સ્વરૂપ, અને લગ્નનો સાચો અર્થ તેને સમજાવવાં જોઈશે. આમ કરતાં એ જોશે કે આજ લગી ઘણી વસ્તુઓ જે એને ઝાંખીઝાંખી દેખાતી હતી તે હવે નીતરી તરી આવે છે, અને એનો સંયમ સાચો હશે તો એ પત્નીને પોતા તરફ વધુ વાળી શકશે.

આ દાખલામાં મારે કહેવું જોઈએ કે વિશેષ સંતતિ ન થાય એવી ઇચ્છા કંઈ વિષયભોગનો ઇનકાર કરવા માટે પૂરતું કારણ ન ગણાય. વધારે છોકરાં નભાવવાં પડે એ બીકે પત્નીની વિષયેચ્છાને અવગણવી એ લગભગ કાયરતા લાગે છે. કુટુંબની અમર્યાદ જનસંખ્યા ઉપર દાબ મૂકવો એ ઠીક વાત છે, પરંતુ તેમાં બંને પક્ષોની સંમતિ હોય અને દરેક જણ સંયમ માટે પ્રયત્નશીલ હોય. પણ એકશય્યાના અધિકારનો ઇનકાર કરવા માટે એ પૂરતું કારણ ન ગણાય.

અને છોકરાં થાય એથી અકળાવું શા માટે? કોઈ પણ પ્રામાણિક, મહેનતુ અને બુદ્ધિશાળી માણસ થોડાં ઘણાં છોકરાંને પોષવા જેટલું તો જરૂર કમાઈ શકે. હું કબૂલ કરું છું કે આ પત્રલેખકની જેમ જેઓ પોતાનો આખો વખત દેશસેવામાં ગાળવા માટે નિખાલસ પ્રયત્ન કરી રહ્યા છે તેમને

માટે મોટું અને વધતું જતું કુટુંબ નભાવવું અને સાથેસાથે દેશનાં જે લાખો બાળકો અધભૂખ્યાં છે તેમની સેવા કરવી એ મુશ્કેલ છે. મેં મારાં પત્રોમાં ઘણીવાર જણાવ્યું છે કે હિંદુસ્તાન જ્યાં સુધી ગુલામ છે ત્યાં સુધી પ્રજોત્પત્તિ કરવી યોગ્ય નથી. પણ આને માટે તો યુવકયુવતીઓએ લગ્નમાં જ ન ઊતરવું જોઈએ, પણ દંપતીમાંથી એકે બીજાને ના પાડવાની છૂટ નથી મળતી. એ ના પાડવી ત્યારે જ યોગ્ય ગણી શકાય જ્યારે પરમપુરુષાર્થને માટે અંતરમાંથી બ્રહ્મચર્યપાલનની પ્રેરણા થાય. અને એવી સ્પષ્ટ પ્રેરણા આવે ત્યારે તો સામા પક્ષ ઉપર પણ તેની સુંદર અને સબળ અસર થયા વગર રહે જ નહિ. માની લો કે અમુક વખત સુધી એવી અસર ન પણ થાય, તોયે સંયમને વળગી રહેવામાં જ તેનો ધર્મ રહેશે; પછી ભલે એમાં સામા પક્ષની જિંદગી જોખમાઈ જવાનું જણાય કે તેને ગાંડપણ વળગવા જેવું લાગે. સત્ય કે દેશભક્તિ કરતાં બ્રહ્મચર્યના ધર્મપથમાં ત્યાગવીરતાની ઓછી આવશ્યકતા નથી જ. આટલું કહ્યા પછી મારે ભાગ્યે જ ઉમેરવાની જરૂર રહે છે કે કૃત્રિમ સંતતિનિયમન એ કેવળ અનાચાર છે, અને મારા વિવેચનમાં જીવનનો જે આદર્શ મેં કલ્પ્યો છે તે આદર્શમાં એને લવલેશ સ્થાન નથી.

## સંયમને શાની જરૂર હોય ?

એક વિવાહ કરવાને ઉમેદવાર થઈ રહેલ ભાઈ લખે છે:

"આપ લખો છો: 'સંયમના પાલનમાં એકને બીજાની સંમતિની જરૂર ન હોય.' એ વધારેપડતું નથી? પત્નીને પણ પોતાના જ્ઞાનમાં ભાગી બનાવી શકે ત્યાં સુધી તો રાહ જોવી જોઈએ ને? હિંદુસ્તાનમાં જ્યાં અજ્ઞાનતા ઘટઘટ ભરી છે, અને તેમાંયે જ્યાં સ્ત્રીઓ માટે અધ્યયનનાં દ્વાર બંધ છે, ત્યાં બધાં સત્પગલું સમજી તરત તે પ્રમાણે વર્તે એમ માનીને કેમ કામ થાય? 'પતિનું કર્તવ્ય' ફરીફરી વાંચ્યા છતાં હજી ખુલાસો જોઈએ છે. હું હજી અવિવાહિત છું. લગ્ન થોડા વખત પછી ઝઝૂમે છે. ત્યાં આપની પાસેથી આ ખુલાસો મેળવવો જરૂરી લાગ્યેથી આ લખું છું."

જે સંયમને બીજાની સંમતિની જરૂર હોય તે સંયમ ન ટકી શકે એવો મારો અનુભવ છે. સંયમને જરૂર કેવળ અંતર્નાદની જ હોય છે. સંયમનું જોર હૃદયબળ ઉપર રહેલું છે. અને જે સંયમ જ્ઞાનમય અને પ્રેમમય હોય છે, તેની છાપ આસપાસના વાતાવરણ ઉપર પડ્યા વિના રહેતી જ નથી. છેવટે વિરોધ કરનાર પણ અનુકૂળ થાય છે. આવું પતિપત્નીને વિષે પણ છે. પત્ની તૈયાર ન હોય ત્યાં સુધી જો પતિએ રોકાવાપણું હોય, અને જ્યાં સુધી પતિ

તૈયાર ન હોય ત્યાં સુધી પત્નીએ રોકાવાપણું હોય, તો ઘણે ભાગે બન્ને ભોગપાશમાંથી છૂટી જ નહિ શકે. ઘણા દાખલાઓમાં જ્યાં સંયમને સારુ એકબીજાના ઉપર આધાર રખાય છે ત્યાં છેવટે તે ભાંગી પડે છે તેનું કારણ જ આ મોળાશ છે. વધારે ઊંડે ઊતરીને આપણે તપાસીએ તો માલૂમ પડશે કે જ્યારે એક બીજાની કે બીજીની સંમતિની રાહ જુએ છે, ત્યારે ત્યાં સંયમની ખરી તૈયારી નથી અથવા તેને સારુ ખરેખરી ધગશ નથી. તેથી જ નિષ્કુળાનંદે લખ્યું છે કે 'ત્યાગ ન ટકે રે વૈરાગ વિના.' વૈરાગને જો રાગના સાથની જરૂર હોઈ શકે તો સંયમ પાળવા ઇચ્છનારને ન ઇચ્છનારની સંમતિની જરૂર હોય.

મજકૂર પત્ર લખનારને સારુ તો માર્ગ સીધો છે. એ હજુ અવિવાહિત છે, અને જો બ્રહ્મચર્યનું પાલન કરવાનો તેમનો ખરેખરો નિશ્ચય હોય તો એ વિવાહમાં ઊતરે જ કેમ? માતાપિતા, બીજાં સગાંસાંઈ તો પોતાના અનુભવથી અવશ્ય એમ જ કહેશે કે એક યુવકે બ્રહ્મચર્યની વાત કરવી એ સમુદ્રમંથન કર્યા જેવું છે; અને એમ કહીને, ધમકી આપીને, ક્રોધ કરીને અને દંડ દઈને પણ બ્રહ્મચર્યની શુભેચ્છામાંથી એ ડગાવવાનો પ્રયત્ન કરે. પણ જેને સારુ બ્રહ્મચર્યનો ભંગ એ જ મોટામાં મોટો દંડ હોય, અને જે સામ્રાજ્ય મળવાની લાલચે પણ બ્રહ્મચર્યનો ભંગ કરવાને તૈયાર ન હોય, તે કોઈની પણ ધમકીને વશ થઈને કેમ પરણે? જેનો આગ્રહ એવો તીવ્ર નથી, અને જેણે બ્રહ્મચર્ય આદિ સંયમની કિંમત એવી મોટી આંકી નથી, તેને સારુ જે લખાણમાંથી મારું વાક્ય ટાંક્યું છે તે લખાણ નહોતું.

## વિકારવીંછી

કલકત્તાનો એક વિદ્યાર્થી પૂછે છે :

"શું કોઈ પોતાની પત્નીની સાથે શુદ્ધ વ્યવહાર રાખી, એટલે બ્રહ્મચર્યનું પાલન કરી, દંપતીજીવન સુખી કરી શકે છે? તે અશિક્ષિત પત્નીને બ્રહ્મચર્યનો મહિમા કઈ રીતે બતાવી શકે? તેને સંયમધર્મ કઈ રીતે શીખવી શકે? એમ કરવામાં ક્યાં લગી સફળતા મેળવી શકે? સમાજના આજના દૂષિત વાતાવરણમાં ક્યાં લગી પત્નીને ભ્રષ્ટ થતી અટકાવી શકે?"

મારો અને મારા સાથીઓનો અનુભવ તો એવો છે કે જો પતિપત્ની સ્વેચ્છાએ બ્રહ્મચર્યનું પાલન કરે તો આત્યંતિક સુખ મેળવી શકે છે, પોતાના સુખની વૃદ્ધિનો અનુભવ નિત્ય કરે છે. અશિક્ષિત પત્નીને બ્રહ્મચર્યનો મહિમા બતાવવામાં અડચણ નથી આવતી, અથવા એમ કહી શકાય કે શિક્ષિત-અશિક્ષિતનો ભેદ બ્રહ્મચર્ય નથી જાણતું. બ્રહ્મચર્ય કેવળ હૃદયબળની વાત છે. મારી જાણમાં રહેલી અશિક્ષિત સ્ત્રીઓ વિવાહિત હોવા છતાં બ્રહ્મચર્યનું પાલન કરી રહી છે. સમાજના ડહોળાયેલા વાતાવરણમાં પણ બ્રહ્મચર્યનું પાલન

કરનાર પતિ પોતાની પત્નીના શિયળની રક્ષા કરવા વધારે સમર્થ બને છે. બ્રહ્મચર્યનો અભાવ પત્નીને ભ્રષ્ટ થતાં બચાવતો નથી, પણ પત્નીના ભ્રષ્ટાચારને ઢાંકણરૂપ નીવડ્યાના દાખલા આપી શકાય.

બ્રહ્મચર્યની શક્તિ અમાપ છે. ઘણા દાખલાઓમાં મારો અનુભવ એવો છે કે બ્રહ્મચર્યનું પાલન કરનાર પોતે વિકારમાંથી છૂટેલો નથી હોતો, તેથી તે તેના પ્રયત્નનો પ્રભાવ પત્ની ઉપર પાડી નથી શકતો. વિકાર ચતુર મહાશય છે, તેથી તેના ભાઈબંધને ઓળખતાં તેને વાર નથી લાગતી. જે વિકારરહિત નથી થઈ, જે વિકારને છોડવા હજુ તૈયાર પણ નથી થઈ, તે પત્ની પતિના હૃદયમાં છુપાઈ રહેતા વિકારને તુરત ઓળખી કાઢે છે, ને તેના મોળા ને નિષ્ફળ પ્રયત્નની મનમાં હાંસી કરે છે, ને પોતે નિર્ભય રહે છે. જે બ્રહ્મચર્ય અચલિત છે ને જેની સાથે શુદ્ધ પ્રેમ ભરેલો છે તે બ્રહ્મચર્ય સામેનાના વિકારને બાળીને રાખ કરી મૂકે છે, એ વિષે કોઈ શંકા ન કરે.

બેલૂરમાં ઘણી સુંદર મૂર્તિઓમાં એક એવી મૂર્તિ જોઈ કે જેના શિલ્પકારે કામને વીંછીની ઉપમા આપી છે. તે એક કામિનીને ડંખ્યો છે. તેના તાપે પેલીને નગ્ન કરી મૂકી છે, ને પછી તે પોતાના આંકડાને વાંકડો કરી પોતાના વિજયના અભિમાનમાં કામિનીના પગ પાસે પડ્યોપડ્યો તેની સામે હસી રહ્યો છે. વીંછીની ઉપર જે પતિએ વિજય મેળવ્યો છે તેની આંખમાં, તેના સ્પર્શમાં, તેની વાચામાં બ્રહ્મચર્યની શીતળતા હોય છે. તે તેના સમીપમાં રહેલાના વિકારોને ક્ષણમાં ઠંડા પાડી શાંત કરે છે.

## કામરોગનું નિવારણ

વિવાહ વિષેના થર્સ્ટન નામે લેખકના નવા પુસ્તકના મુખ્ય ભાગનો અનુવાદ પરિશિષ્ટમાં છાપ્યો છે તેનું ધ્યાનપૂર્વક મનન દરેક સ્ત્રીપુરુષ કરે એ ઇચ્છવાયોગ્ય છે. આપણામાં પંદર વર્ષના બાળકથી માંડી પચાસ વર્ષના પુરુષમાં અને બાળકની અથવા તેથી નાની વયની બાળાથી માંડી પચાસ વર્ષ લગીની સ્ત્રીમાં એવી કલ્પના રહેલી છે કે વિષયભોગ વિના રહી જ ન શકાય. તેથી બન્ને વિહ્વળ રહે છે; એકબીજાનો વિશ્વાસ નથી કરતાં, અને સ્ત્રીને જોતાં પુરુષ રાતોપીળો થઈ જાય, સ્ત્રી પુરુષને જોઈને તેવી થઈ જાય. આથી કેટલાક રિવાજો એવા પડી ગયા છે કે જેથી સ્ત્રીપુરુષો નમાલાં, રોગી ને નિરુત્સાહી જોવામાં આવે છે, ને આપણી જિંદગી મનુષ્યને ન ઘટે એવી હલકી થઈ પડી છે.

આવા વાતાવરણમાં ઉત્પન્ન થયેલા શાસ્ત્રમાં પણ એવી જાતની આજ્ઞાઓ અને માન્યતા જોવામાં આવે છે કે જેને પરિણામે સ્ત્રીપુરુષ બન્ને એકબીજાનાં દુશ્મન હોય એમ

તેમને વર્તવું પડે છે. કેમકે એકને જોઈને બીજો કે બીજી વિકારવશ થઈ જાય છે અથવા થઈ જવાની તેને ધાસ્તી રહે છે.

આ માન્યતાને લીધે અને તેને આધારે ઘડાયેલા રિવાજોને લીધે જીવન કાં તો વિષયભોગમાં અથવા તેના વિચારમાં ચાલ્યું જાય છે અને પછી સંસાર કડવો ઝેર જેવો થઈ પડે છે.

વાસ્તવિક રીતે મનુષ્યમાં વિવેકબુદ્ધિ હોવાથી તેનામાં પશુના કરતાં વધારે ત્યાગશક્તિ ને સંયમ હોવાં જોઈએ. છતાં પશુ નરમાદાની મર્યાદાનો કાયદો જેટલે અંશે પાળે છે તેટલે અંશે મનુષ્ય નથી પાળતો, એ આપણે રોજ અનુભવીએ છીએ. સામાન્ય રીતે સ્ત્રીપુરુષ વચ્ચેનો સંબંધ માતાપુત્ર, બહેનભાઈ કે પુત્રીપિતા જેવો હોવો જોઈએ. દંપતીસંબંધ તો અપવાદરૂપે જ હોય એ દેખીતું છે, ને જો ભાઈને બહેનથી કે બહેનને ભાઈથી ડરવાપણું હોય તો પુરુષ અન્ય સ્ત્રીથી કે સ્ત્રી અન્ય પુરુષથી ડરે. તેથી ઊલટું હકીકત એવી છે કે ભાઈબહેન વચ્ચે પણ સંકોચ રાખવામાં આવે છે, ને રાખવાનું શીખવવામાં આવે છે.

આ દયામણી સ્થિતિમાંથી એટલે વિષયવાસનાથી દુર્ગંધિત થયેલા વાયુમાંથી ઊગરી જવાની પૂરી આવશ્યકતા છે. એ વાસનામાંથી ન જ ઊગરી શકાય એવા વહેમે આપણામાં જડ ઘાલી છે, તેનું છેદન કરવામાં પુરુષાર્થ છે ને તે શક્ય છે એવો દૃઢ વિશ્વાસ આપણામાં ઉત્પન્ન થવો જોઈએ.

આવો પુરુષાર્થ કરવામાં થર્સ્ટનનું નાનકડું પુસ્તક બહુ મદદ આપે છે. વિષયવાસનાના મૂળમાં આજકાલની વિવાહ

વિષેની માન્યતા ને તેની ઉપર રચાયેલો પૂર્વ, પશ્ચિમ બધે વ્યાપી રહેલો રિવાજ છે, એવી આ લેખકની શોધ મને તો બરાબર લાગે છે. સ્ત્રીપુરુષનું રાત્રિએ એકાંતમાં એક ઓરડીમાં ને એકપથારીએ સૂવું બન્નેને સારુ ઘાતક છે, ને વિષયવાસનાને વ્યાપક અને સ્થાયી કરવાનો પ્રચંડ ઉપાય છે. એક તરફથી આખો દંપતીસંસાર આમ વર્તે અને બીજી તરફથી ધર્મોપદેશકો ને સુધારકો સંયમનો ઉપદેશ કરે તે આભમાં થીગડું દેવા બરોબર છે. આવા વિષયવ્યાપી વાતાવરણમાં સંયમના ઉપાયો નિરર્થક થાય એમાં નવાઈ નથી. શાસ્ત્રો પોકારીને કહે છે કે વિષયભોગ કેવળ પ્રજોત્પત્તિને જ અંગે કરાય. આ આજ્ઞાનું ઉલ્લંઘન પ્રતિક્ષણ થાય છે, ને તે છતાં રોગો થાય તેનાં બીજાં કારણો શોધવામાં આવે છે એ કાખમાં છોકરું હોવા છતાં આમ બધું ગોતવા નીકળવા જેવો વ્યાપાર છે. આટલી દીવા જેવી સ્પષ્ટ વસ્તુ જો સમજાઈ હોય તો:

૧. સ્ત્રીપુરુષો આજથી પ્રતિજ્ઞા કરે કે તેમણે એકાંતમાં સૂવું જ નથી, ને બન્નેની ઇચ્છા વિના પ્રજોત્પત્તિના કામમાં રોકાવું નથી. જ્યાં સંભવે ત્યાં નોખી કોટડીમાં બન્નેએ સૂવું જોઈએ. ગરીબાઈને લીધે એ છેક અસંભવિત હોય ત્યાં સ્ત્રીપુરુષે દૂર અને નોખી પથારીએ, વચ્ચે કોઈ મિત્ર કે સગાને સુવાડીને સૂવું જોઈએ.

૨. સમજુ માબાપ પોતાની દીકરીને એવે ઘેર આપવાની ચોખ્ખી ના પાડે જ્યાં છોકરીને નોખી કોટડી ને નોખી પથારી ન મળે. વિવાહ એક મિત્રતા છે. સ્ત્રીપુરુષ સુખદુ:ખનાં સાથી બને છે, પણ વિવાહ થયા એટલે પહેલી જ

રાત્રે દંપતીએ વિષયભોગમાં આળોટી જિંદગી બરબાદ કરવાનો પાયો ન ખોદવો જોઈએ એવું શિક્ષણ બાળકોએ પામવું જોઈએ.

થર્સ્ટનની શોધને કબૂલ કરવાની પાછળ જે નવી, આશ્ચર્યકારક, કલ્યાણકર, શાંતિપ્રદ કલ્પના રહેલી છે તેનું મનન કરવાયોગ્ય છે, ને તેની પાછળ રહેલા વિવાહ સંબંધી ચાલતા વિચારોમાં ફેરફાર થવા જોઈએ તે સમજવા ઘટે છે. આમ થાય તો જ એ શોધનો લાભ મળે. આ શોધ જેઓ હજમ કરી શક્યાં હોય તેઓ જો બાળબચ્ચાંવાળાં હોય તો પોતાનાં છોકરાંની કેળવણી અને ઘરનું વાતાવરણ ફેરવે.

આ શોધની પાછળ વિષયભોગ ભોગવતાં છતાં પ્રજોત્પત્તિ નિવારવાના જે કૃત્રિમ ઉપાયોનો ભયંકર પ્રચાર આજે ચાલી રહ્યો છે તે હાનિકર છે એટલું સમજવાને સારુ આપણને થર્સ્ટનની સાક્ષીની કે તેમના ટેકાની આવશ્યકતા હોવી ન જોઈએ. એ ઉપાયો હિંદુસ્તાનમાં કેમ ચાલી શકે છે એ જ નવાઈ છે. શિક્ષા પામેલાં માણસો હિંદુસ્તાનના નબળા વાતાવરણમાં તેનો ઉપાય કેમ સૂચવે છે એ મારી અક્કલ સમજી શકતી નથી.

# કામ કેમ જિતાય?

કામવિકારને જીતવાનો પ્રયત્ન કરનાર એક વાંચનાર લખે છે:

"આપની 'સત્યના પ્રયોગો અને આત્મકથા'ની ચોપડી—ખંડ પહેલો—વાંચી તેથી ઘણો જ અનુભવ થયો છે. આપે કોઈ પણ બાબત છૂપી રાખી નથી તેથી હું પણ આપની આગળ કંઈ પણ છૂપું રાખવા માગતો નથી. 'નીતિનાશને માર્ગે'ની ચોપડી પણ વાંચી, તેથી વિષયોને જીતવાનું ખાસ કારણ મળ્યું. પરંતુ વિષયવાસના એવી ખરાબ છે કે યોગવાસિષ્ઠ તથા સ્વામી રામતીર્થના ગ્રંથો તથા સ્વામી વિવેકાનંદના ગ્રંથો વાંચવાનું ચાલુ હોય ત્યારે બધુંય નિઃસાર લાગે, પરંતુ તે વાચનથી વિમુખ થયા કે તુરત જ વિષયવાસનાઓ સવાર થાય છે. આંખ, નાક, કાન, જિહ્વાને તો જીતી શકાય, કારણ કે આંખ વીંચી એટલે આંખનો જોવાનો વિષય બંધ થાય. તેમ બીજી ઇંદ્રિયોનું પણ થઈ શકે. પરંતુ જે જનનેંદ્રિય છે તેનો તો રસ્તો જુદો જ લાગે છે. તે જ્યારે પીડે છે ત્યારે વાંચેલા ગ્રંથોની કશી કિંમત જાણે ન હોય તેવું થઈ જાય છે. હું આહાર સાત્ત્વિક રાખું છું, એક વખત જમું છું, રાત્રે દૂધ ઉપર જ રહું છું, છતાં કામવિકાર કેમે કર્યો નાબૂદ થતો નથી. તેનું કારણ સમજાતું નથી. ગીતાજીમાં પણ શ્રીકૃષ્ણ ભગવાને એક ઠેકાણે કહ્યું છે: 'આહાર નહિ કરનાર

દેહધારી જીવ ઇંદ્રિયોના વિષયોથી નિવૃત્ત થાય છે ખરો, પણ તે વિષયોની આસક્તિથી નિવૃત્ત થતો નથી. તે આસક્તિ તો પરમાત્માના દર્શનથી નિવૃત્ત થાય છે.'

હવે આવી રીતે ઈશ્વરનું દર્શન થાય તો જ વિષયોની આસક્તિથી નિવૃત્ત થવાય, એટલે ઈશ્વરદર્શન થાય નહિ અને આ વિષયથી નિવૃત્ત થવાય નહિ. આવી મૂંઝવણ છે. તો હવે કેમ વર્તવું તે આપ મારા જેવા એક વિષયોમાં ફસાઈ જનારને માર્ગ નહિ બતાવો?

જોકે આમાં માર્ગ બતાવે તેવા સાધુ પુરુષો હશે ખરા, પરંતુ તેમને કેવી રીતે મારાથી મળી શકાય? કારણ જે આજકાલ કોણ ખરો સાધુ છે તે જ જાણવું મુશ્કેલ છે.

આનો જવાબ 'નવજીવન' દ્વારા આપશો જેથી કંઈ માર્ગ ગ્રહણ કરી સારો રસ્તો લઈ શકાય, અને પ્રભુને પામવાને આડા આવતા વિષયો જીતી શકાય.

ઘણા વખત થયાં આ પ્રશ્ન આપને પૂછવા પ્રયત્ન કરતો, પરંતુ જ્યારે આપની આત્મવૃત્તાંતની ચોપડી વાંચી ત્યારે મને લાગ્યું કે આવો પ્રશ્ન હું પૂછું તો અયોગ્ય નહિ ગણાય; તેમ એમ પણ લાગ્યું કે ઈશ્વરના માર્ગમાં જે મુશ્કેલી જણાય તે પૂછવાની શરમ ન રાખવી જોઈએ."

જે સ્થિતિ આ વાંચનારની છે તે ઘણાઓની છે. કામને જીતવો એ મુશ્કેલ છે, અશક્ય નથી. પણ જે કામને જીતે છે એ સંસારને જીતે છે અને તરે છે એવો ઈશ્વરનો કોલ છે. તેથી કામ ઉપર જીત મેળવવી એ સૌથી કઠણ વસ્તુ છે એમ આપણે જોયું. આવી ચીજ મેળવવામાં ધીરજની ઘણી જરૂર છે, એ કામને જીતવાનો પ્રયત્ન કરનારા બધા કબૂલ નથી કરતા. અક્ષરજ્ઞાનના અભ્યાસમાં આપણને ખંતની,

ધીરજની, ધ્યાનની કેટલી આવશ્યકતા પડે છે એ આપણે જાણીએ છીએ. તે ઉપરથી ત્રિરાશિનો મેળ બાંધીએ તોપણ આપણને માલૂમ પડે કે અક્ષરજ્ઞાનના અભ્યાસમાં ધીરજ ઇત્યાદિની જેટલી જરૂર હોય તેના કરતાં અનંતગણી વધારે ધીરજ કામને જીતવામાં જોઈએ.

આ તો થઈ ધીરજની વાત. પણ કામને જીતવામાં ઉપચારને વિષે પણ આપણે એટલા જ ઉદાસીન રહીએ છીએ. સામાન્ય વ્યાધિને મટાડવા સારુ જગત ખેડીએ છીએ; દાક્તરોનાં ધરોધર શોધીએ છીએ; મંતરજંતરને પણ છોડતા નથી. પણ કામરૂપી મહાવ્યાધિને મટાડવાને સારુ આપણે બધા ઉપચારો લેતા નથી; થોડા લઈને થાકી જઈએ છીએ, અને ઊલટા ઈશ્વરની સાથે કે ઉપચાર બતાવનારની સાથે શરત કરીએ છીએ કે આટલી વસ્તુ તો નહિ જ છોડીએ ને છતાં કામવિકાર મટાડો. નિદાન એ છે કે કામવિકારને મટાડવાને સારુ આપણને ખરી ધાલાવેલી નથી. તેને સારુ સર્વસ્વનો ત્યાગ કરવા આપણે તૈયાર નથી. આ શિથિલતા જીત મેળવવાના માર્ગમાં મોટામાં મોટી આડ છે. એટલું ખરું છે કે નિરાહારીને વિકારો શમે છે પણ આત્મ-દર્શન વિના આસક્તિ નથી જતી. પણ આ શ્લોકનો અર્થ એવો નથી કે કામને જીતવાને સારુ નિરાહાર વ્યર્થ છે. એનો અર્થ તો એ છે કે નિરાહાર રહેતાંરહેતાં થાકવું જ નહિ, અને એવી દૃઢતા અને ખંતથી આત્મદર્શન થવાનો સંભવ છે. એટલે આસક્તિ પણ જશે. આવું અનશન બીજાના કહેવાથી આદરી શકાતું નથી, આડંબરથી આદરી શકાતું નથી. તેમાં મન, વચન, કાયાનો સહયોગ હોવો

જોઈએ. એ હોય તો ઈશ્વરપ્રસાદી મળે જ, અને એ પ્રસાદીને અંતે વિકારશાન્તિ છે જ.

પણ નિરાહારના પહેલાં બીજાં પગલાં ઘણાં બાકી છે. તે લેવાતાં વિકારો શાંત નહિ થાય તો મોળા તો જરૂર પડશે. ભોગવિલાસના પ્રસંગમાત્રનો ત્યાગ થવો જોઈએ. તેમના પ્રત્યે અભાવ કેળવવો જોઈએ. કેમકે અભાવ વિનાનો ત્યાગ કેવળ બહારનો ત્યાગ હશે, ને તેથી તે ટકવાનો નથી. ભોગવિલાસો કોને કહેવા એ ગણાવવાપણું ન હોવું જોઈએ. જે જે વસ્તુથી વિકાર ઉત્પન્ન થાય તેનો ત્યાગ કરવો જોઈએ.

આહારનો પ્રશ્ન આને અંગે બહુ વિચારવાજેવો છે. એ ક્ષેત્ર અણખેડાયેલું છે. મારી માન્યતા એવી છે કે વિકારોને શાંત કરવા ઇચ્છનારે ઘીદૂધનો ઓછો ઉપયોગ કરવો જોઈએ. વનપક અનાજ ખાઈને નિર્વાહ કરી શકાય તો કૃત્રિમ અગ્નિનો સ્પર્શ જેને થયો છે એવો ખોરાક ન લે અથવા ઓછો લે. ફળો અને ઘણી લીલોતરી વગરરાંધેલી ખાઈ શકાય, ખાવી જોઈએ. કાચી લીલોતરીનું પ્રમાણ બહુ ઓછું રાખવું જોઈએ. બે ત્રણ તોલા કાચી લીલોતરીથી પોષણ મળી રહે છે. મીઠાઈમસાલા વગેરેનો સર્વથા ત્યાગ કરવો જોઈએ. આટલું સુચવ્યા છતાં હું જાણું છું કે ખોરાકથી જ કંઈ બ્રહ્મચર્યની પૂરી રક્ષા થઈ શકતી નથી. પણ વિકારોત્તેજક ખોરાકને ખાતાં છતાં માણસે બ્રહ્મચર્યના પાલનની આશા ન રાખવી જોઈએ.

# પરિશિષ્ટ

## સર્વ રોગનું મૂળ

### ૧

'લગ્નનું તત્ત્વજ્ઞાન' નામનું થર્સ્ટન નામના એક અમેરિકન લેખકનું નાનકડું પુસ્તક મદ્રાસવાળા શ્રી. ગણેશને છાપ્યું છે. એ પુસ્તકનો સાર અહીં આપવામાં આવે છે:

પુસ્તકના પ્રકાશક કહે છે કે લેખક અમેરિકાની સેનામાં ૧૦ વર્ષ નોકર હતા, અને 'મેજર'ના પદ સુધી ચડીને ૧૯૧૯માં નિવૃત્ત થયા ત્યારથી ન્યૂયૉર્કમાં રહેલા છે. આ ૧૮ વર્ષ દરમ્યાન સદરહુ લેખકે જર્મની, ફ્રાન્સ, ફિલિપ્પાઈન ટાપુઓ, ચીન અને અમેરિકામાં વિવાહિત દંપતીઓની સ્થિતિનો ખૂબ અભ્યાસ કર્યો. આ અભ્યાસના મૂળમાં લેખકનું પોતાનું અવલોકન અને પ્રસૂતિશાસ્ત્રનિપુણ તથા સ્ત્રીરોગચિકિત્સક સેંકડો દાક્તરોની સાથે મુલાકાત અને પત્રવ્યવહાર રહેલો છે. અને તે ઉપરાંત લડાઈમાં જોડાનારા ઉમેદવારોની શારીરિક લાયકાતની તપાસનાં પત્રકોનો તથા સામાજિક આરોગ્યરક્ષક મંડળોએ એકઠી કરેલી માહિતીનો પણ લેખકે ઠીક ઉપયોગ કરેલો છે.

લેખકે સેંકડો દાક્તરોને કેવા પ્રશ્નો પૂછ્યા હતા અને તેના કેવા જવાબ મળ્યા હતા તે તેઓ જણાવે છે:

પ્ર૦ આજકાલ વિવાહિત સ્ત્રીપુરુષોમાં સગર્ભાવસ્થામાં પણ સંભોગ કરવાનો રિવાજ પડેલો છે કે નહિ?

લગભગ બધાનો જવાબ એવો હતો કે રિવાજ પડેલો છે.

પ્ર૦ આ રીતે સંભોગ કરવાથી કસુવાવડ અને સુવાવડીને ઝેર ચડવાનો સંભવ છે કે નહિ? ૧૪૧

ઉ૦ અવશ્ય સંભવ છે.

પ્ર૦ આ સંભોગને પરિણામે થયેલાં બાળકો ખોડવાળાં હોવાનો સંભવ છે કે નહિ ?

ઘણા દાક્તરો અમુક મુદ્દત સુધી આ સંભોગની રજા આપે છે એટલે પોતાની વિરુદ્ધ શેના અભિપ્રાય આપે? પણ ૨૫ ટકાએ તો જણાવ્યું કે ખોડવાળાં બાળકો ઉત્પન્ન થાય છે.

પ્ર૦ જો ખોડવાળાં બાળકોનું કારણ સગર્ભાસંભોગ ન હોય તો બીજું શું કારણ હોઈ શકે?

ઉત્તરોમાં બહુ ભેદ છે, અને ઘણા જણાવે છે કે તેઓ કારણ આપી શકતા નથી.

પ્ર૦ આજકાલની કેળવાયેલી સ્ત્રીઓ ગર્ભાધાન અટકાવવાનાં સાધનો વાપરે છે ખરી?

ઉ૦ હા.

પ્ર૦ એ સાધનોથી કાંઈ નહિ તો સ્ત્રીની જનનેન્દ્રિયને પારાવાર નુકસાન થવાનો સંભવ છે કે નહિ?

ઉ૦ ૭૫ ટકા જણાવે છે કે નુકસાનનો સંભવ છે.

આ ઉપરાંત લેખકે કેટલાક ચોંકાવનારા આંકડા આપ્યા છે તે જાણવાજેવા છે. ૧૯૨૦ માં 'લશ્કરમાં લેવામાં આવતા માણસોની ખોડો' વિષે અમેરિકન સરકારે એક પુસ્તક બહાર પાડ્યું છે તેમાં આ હકીકત છે:

| | |
|---|---|
| લશ્કરમાં જવાની લાયકાત વિષે કેટલાની પરીક્ષા લેવાઈ? | ૨૫ લાખ ૧૦ હજાર |
| એમાંથી કેટલા શારીરિક અને માનસિક ખોડવાળા જણાયા? | ૧૨ લાખ ૮૯ હજાર |
| કોઈ પણ પ્રકારના લશ્કરી કામ માટે નાલાયક ઠરેલા | ૫ લાખ ૪૯ હજાર |

આ ઉમેદવારોની ઉંમર ૧૮થી ૪૫ વરસ સુધીની હતી.

આટલી તપાસ અને પોતાના અનેક દેશોના અવલોકનને પરિણામે લેખકે કેટલાંક મહત્ત્વનાં અનુમાન ખેંચી કાઢ્યાં છે, જે લેખકના જ શબ્દોમાં નીચે પ્રમાણે આપીએ છીએ:

૧. સ્ત્રીને પુરુષ ખાવાપીવા અને રહેવાની સગવડ કરી આપે તેના બદલામાં સ્ત્રી પુરુષની ગુલામડી થઈને રહે, અને તેની પરણેતર કહેવાય એટલા જ કારણે તેની સાથે એક જ ઘરમાં રહી અથવા એક જ પથારીમાં સૂઈ નિત્ય તેના વિષયનું સાધન બને એવું કુદરતે તો નિર્માણ કર્યું નથી જ.

૨. વિવાહના બંધનમાં જોડાઈ એટલા જ કારણથી સ્ત્રી પુરુષની વિષયેચ્છા સંતોષવાને બંધાયેલી છે એ રીતનો રિવાજ સર્વત્ર પડી ગયેલો છે, અને પરિણામે રાતદિવસ અમર્યાદિત વિષયભોગનું સાધન બની વિવાહિત સ્ત્રીઓમાંની સેંકડે ૯૦ ટકા જેટલી વેશ્યા જેવું જીવન ગાળે છે. આવી સ્થિતિ ઉત્પન્ન થઈ છે તેનું કારણ એ છે કે આ વેશ્યાવટું સ્વાભાવિક અને યોગ્ય માનવામાં આવ્યું છે; કારણ વિવાહનો કાયદો તેમ મનાવે છે અને પતિના પ્રેમને જાળવવાને માટે પત્ની તેમ કરવાને બંધાયેલી છે એમ પણ મનાય છે.

આવા ચાલુ, નિરંકુશ વિષયભોગનાં અનેક ભયંકર પરિણામ આવે છે:

સ્ત્રીના જ્ઞાનતંતુઓ અતિશય નબળા પડી જાય છે, તેને અકાળે ઘડપણ આવે છે, શરીર રોગનું ઘર બને છે, સ્વભાવ ચીડિયો અને ઉત્પાતિયો થઈ જાય છે, અને જે બાળકો થાય તેની પણ તે પૂરી કાળજી રાખી શકાતી નથી.

૨ ગરીબવર્ગમાં એટલાં બાળકો ઉત્પન્ન થાય છે કે તેમને પૂરું પોષણ આપવું અને માવજત કરવી અશક્ય થઈ પડે છે. આવાં બાળકોને રોગો થાય છે, અને મોટાં થયે તેઓ ગુનેગાર નીવડે છે.

૩. ઉપલા વર્ગના લોકોમાં નિરંકુશ વિષયભોગને લીધે પ્રજોત્પત્તિ અટકાવવાનાં અને ગર્ભપાતનાં સાધનોનો ઉપયોગ થાય છે.

**આ સાધનોનો ઉપયોગ જો આમવર્ગની સ્ત્રીઓને શીખવવામાં આવે, તો પ્રજા રોગિષ્ઠ, અનીતિમાન અને ભ્રષ્ટ થશે અને આખરે તેનો વિનાશ થશે.**

૪. અતિશય સંભોગને લીધે પુરુષનું પુરુષાતન નષ્ટ થાય છે, તે કામ કરીને પોતાનો નિર્વાહ કરવાને પણ અશક્ત થાય છે, અને અનેક રોગોને પરિણામે તે કમોતે મરણને શરણ થાય છે. અમેરિકામાં આજે વિધુરોના કરતાં ૨૦ લાખ વધારે વિધવાઓ છે. આ વિધવાઓમાં જૂજ જ લડાઈને પરિણામે થયેલી વિધવાઓ છે. વિવાહિત પુરુષોનો મોટો ભાગ ૫૦ વર્ષની ઉંમરે પહોંચ્યા પહેલાં જર્જરિત થઈ જાય છે.

૫. અતિશય સંભોગને પરિણામે પુરુષ અને સ્ત્રી બન્નેમાં એક પ્રકારની હતાશતા આવી જાય છે. **દુનિયામાં આજે જે દારિદ્રય છે, શહેરોમાં જે ગોજા અને ગરીબ લત્તાઓ છે, તે માણસને મજૂરી ન મળવાને લીધે નથી ઉત્પન્ન થયા, પણ તે આજની વૈવાહિક સ્થિતિને લીધે પોષાતા નિરંકુશ વિષયભોગનું પરિણામ છે.**

૬. સગર્ભાવસ્થામાં સ્ત્રી વિષયભોગનું સાધન બને છે તેનાં પરિણામ પ્રજાના ભાવીની દૃષ્ટિએ અતિશય ભયંકર છે. સગર્ભાવસ્થામાં સંભોગ માણસને પશુ કરતાં હીન બનાવે છે. સગર્ભા ગાય સાંઢને પોતાની પાસે કદી આવવા જ ન દેશે, અને છતાં સાંઢ તેના ઉપર અત્યાચાર કરી લે તો જે વાછડું થશે તે ત્રણ અથવા પાંચ પગાળું હશે, અથવા બે પૂંછાળું અથવા બે માથાળું હશે. માત્ર મનુષ્ય જ એમ માનતો લાગે છે કે પશુઓમાં આ પ્રકારના અત્યાચારનાં જે પરિણામો આવે છે તેવાં પરિણામ મનુષ્યને ભોગવવાં પડતાં નથી. આ માન્યતાની પાછળ પણ એક ભ્રમ રહેલો છે. તે ભ્રમ એ છે કે પુરુષનાથી લાંબો કાળ પોતાના વિષય શાંત કર્યાં વિના રહી શકાતું નથી. આ ભ્રમની ઉત્પત્તિ પણ સ્પષ્ટ છે. હમેશાં પોતાની પથારીમાં વિકારોત્તેજક સંગી મોજૂદ હોય તો પુરુષનાથી શી રીતે વિષય શાંત કર્યાં વિના રહી શકાય?

પણ ડાક્તરોના અભિપ્રાયો અને અવલોકનને પરિણામે જણાયું છે કે ગર્ભાધાન પહેલાંની સ્થિતિમાં અતિશય સંભોગ અનિષ્ટમૂલક છે તો સગર્ભાવસ્થામાં થતો સંભોગ તો નરકની ખાણ છે—એને પરિણામે બાળકોમાં છેક ગાંડપણ સુધીની ખોડો આવવાનો સંભવ છે, અને સ્ત્રીને પોતાને પારાવાર દુઃખ થાય છે; કારણ સગર્ભાવસ્થામાં કોઈ સ્ત્રી સંભોગ ઇચ્છતી નથી.

આ પછી લેખકે ચીન, હિંદુસ્તાન અને અમેરિકામાં એક જ ઘરમાં અને એક ઓરડામાં અનેક સ્ત્રીપુરુષો સૂવાથી અનીતિ અને નિર્વીર્યતાનો કેટલો સડો પેસી ગયો છે તેની વાત કરી છે, અને પછી આ સ્થિતિના નિવારણના ઉપાયો સૂચવ્યા છે.

આ ઉપાયોમાં કેટલાક તો વિવાહના કાયદામાં સુધારો કરવાના છે, પણ જે ઉપાયો માણસના પોતાના હાથમાં છે તે પણ લેખક સૂચવે છે. કાયદો તો જ્યારે સુધરવાનો હોય ત્યારે સુધરે, પણ માણસની પાસે અમુક સુધારો કરવાનો અખત્યાર તો છે જ:

૧. પ્રજોત્પત્તિના હેતુ સિવાય સ્ત્રીપુરુષે મળવું ન જ જોઈએ એ કુદરતી નિયમના જ્ઞાનનો ખૂબ પ્રચાર કરવો.

૨. સ્ત્રીની પ્રજોત્પત્તિની ઇચ્છા વિના પુરુષને તેનો પતિ હોવાને લીધે તેનો સ્પર્શ કરવાનો અધિકાર મળતો નથી એ સિદ્ધાન્તનો પ્રચાર કરવો.

૩. વિવાહસંબંધમાં જોડાયાથી સ્ત્રી એક જ ઓરડામાં અને એક જ પથારીમાં પતિ સાથે સૂવાને બંધાયેલી નથી એટલું જ નહિ પણ કેવળ પ્રજોત્પત્તિના હેતુ સિવાય એવી રીતે સૂવું એ ગુનો છે એ જ્ઞાનનો પ્રચાર કરવો.

આટલા નિયમોનું પાલન થાય તો લેખક કહે છે કે જગતના અર્ધા રોગનો નાશ થશે—ગરીબાઈ જશે, રોગી ખોડખાંપણવાળાં બાળકો નહિ હશે, વિરોધો અને વિખવાદો ટળશે એટલે લડાઈઓ પણ અટકશે, અને સ્ત્રી અને પુરુષને જનકલ્યાણ માટે પુરુષાર્થ કરવાના માર્ગ મોકળા થશે.

## એક બાઈના પ્રશ્ન

૨

ઉપલા પુસ્તકના લેખકે એ પુસ્તક પોતાના મિત્રોને મોકલ્યું હશે, તેમાંનાં એક બહેને તેમને એક પત્ર લખ્યો અને તે પત્રના ઉત્તરમાં પોતાના વિચારો વધારે સ્ફુટ કરનારું અને પોતે જણાવેલો અભિપ્રાય અતોડ દલીલોથી વધારે મજબૂત રીતે રજૂ કરનારું બીજું લઘુ પુસ્તક તેમણે પ્રસિદ્ધ કર્યું. એ પુસ્તક પ્રથમના કરતાં વધારે મનનીય અને વધારે મહત્ત્વનું છે.

પેલાં બહેને લખેલા પત્રની મતલબ ટૂંકમાં આ પ્રમાણે હતી: "તમારા પુસ્તકને માટે બહુ આભાર. અતિશય વિષયભોગ એ જ આપણા રોગોનું મુખ્ય કારણ છે એમ બતાવનારું તમારું પુસ્તક પહેલું જ કહેવાય. વિષયેચ્છા મહાપુરુષોમાં પણ હોય છે, કેટલાક મહાપુરુષો એથી મુક્ત છે, અને કેટલાક સામાન્ય માણસોમાં એ અતિશય પ્રબળ અંશે હોય છે. પણ એ વસ્તુની ખરી શારીરિક આવશ્યકતા કેટલી છે, કહેવાતી માની લીધેલી આવશ્યકતા કેટલી છે, અને કેવળ પાડેલી ટેવને લીધે કેટલી ઉત્પન્ન થઈ છે એ તપાસવું જરૂરનું છે. દાખલા તરીકે ત્રણ વર્ષ દરિયા ઉપર વ્હેલનો શિકાર કરવા ગયેલા પુરુષના ઉપર, અથવા તો એવી જ બીજી રીતે લાંબો સમય સુધી સ્ત્રીથી દૂર રહેનારા પુરુષ ઉપર શી શારીરિક અસર થાય છે એ આપણે જાણવું જરૂરનું છે. બીજી એક વાત. અતિ વિષયભોગનું અનિષ્ટ કબૂલ છે, પણ ગર્ભાધાન અટકાવનારાં કૃત્રિમ સાધનોની પણ જરૂર નથી? ગર્ભપાત અથવા વિવાહબહાર થનારી પ્રજોત્પત્તિના કરતાં બહેતર નહિ કે કૃત્રિમ સાધનો વાપરી પ્રજોત્પત્તિ અટકાવવી? કુદરતના નિયમની વિરુદ્ધ રહેનારાં માણસો પ્રજોત્પત્તિ અટકાવવાને પરિણામે વંધ્ય થઈ અપ્રજ મરી જાય તેમાં સમાજને શી હાનિ છે? ત્રીજી એક વાત. ધારો કે આપણે સૌ સંયમી બની ગયા તોપણ સામાન્ય રીતે દંપતીને ત્રણ સંતાનથી વધારે ન હોય તો જ સમાજનું પ્રમાણ જળવાય, અને એનો અર્થ એ કે દંપતીએ આખા જીવનમાં ગણેલી

વખત જ વિષયભોગ કરવો. આટલો સંયમ શકય લાગે છે ખરો? સશક્ત અને સરસ આરોગ્ય ભોગવનારા પુરુષાર્થી માણસો લાંબો કાળ સંયમ જાળવી શકે ખરા?"

## બે કામના

આ પત્રના ઉત્તરમાં લખેલા પુસ્તકનો સાર નીચે આપીએ છીએ:

સામાન્ય રીતે પુરુષોમાં આહારની ઇચ્છા ઉપરાંત બે કામના રહેલી છે: એક કામના સુંદર સ્ત્રી સાથે વિષયભોગની, અને બીજી કામના પુરુષાર્થની એટલે કે ધર્મ, અર્થ અને મોક્ષની. બંનેનો પરસ્પર સંબંધ છે, બંને અન્યોન્ય ઉપર પરિણામ કરનારી છે. ઘણામાં અતિશય વિષયભોગ (લગ્ન પહેલાં) ભોગવવાથી પુરુષાર્થની કામના મરી ગઈ હોય છે, ઘણામાં વિવાહ પછીનાં થોડાં વર્ષમાં અતિશય વિષયભોગને લીધે તે મરી જાય છે અથવા મંદ પડી જાય છે. આરોગ્ય ભોગવનારા વીર્યવંત પુરુષોમાં વિષયેચ્છા સમાન હોય છે, પણ પુરુષાર્થની કામના પ્રબળ સ્વરૂપ લે તો ઘણા કાળ સુધી વિષયેચ્છા મંદ પડી જાય છે. ખરી આવશ્યકતા કોઈ મહાધ્યેયની છે, જે ધ્યેયની પાછળ માણસ પોતાની બધી શક્તિ ખરચી નાંખવાનો સંકલ્પ કરે.

આવાં ધ્યેયો અનેક છે. એક સામાન્ય ધ્યેય તો ઉત્તમ પ્રજા ઉત્પન્ન કરવાનું છે. પોતાની સ્ત્રીને સ્વાભાવિક સંતાનેચ્છા હોય તે ઇચ્છા તૃપ્ત કરી, સ્ત્રીને પ્રસન્ન રાખી, આરોગ્યવાળું બાળક ઉત્પન્ન કરવું, તે બાળકને પાળવાપોષવામાં, કેળવવામાં, તેને યોગ્ય નાગરિક બનાવવા પાછળ મંડવામાં વિષયેચ્છા લુપ્ત થવી જોઈએ. આ બધી પ્રવૃત્તિને ખાતર તેણે શરીર કસવું રહ્યું, શારીરિક શ્રમ પુષ્કળ કરવો રહ્યો. આ ઉપરાંત તેણે સ્ત્રીની સાથે એકશય્યામાં સૂવાનું તજવું રહ્યું. બીજું ધ્યેય કીર્તિનું—મનુષ્યોનું કલ્યાણ કરી અથવા કાંઈક ભારે પરાક્રમ કરી નામના મેળવવી. આ નામના મેળવીને વિષયેચ્છા વધારે સારી રીતે ભોગવવાની તક મેળવવા પણ માણસ

ઇચ્છે એ શક્ય છે, પણ પેલી કીર્તિની લાલસા મૂળ વાસનાને તત્કાળપૂરતી તો દાબે છે.

પ્રજાના આદર્શોની જનની જ સ્ત્રી છે, એ આદર્શો સ્ત્રીમાંથી પુરુષોમાં ઊતરે છે, એ આદર્શોના પરિપાકને માટે પ્રેરણા પણ સ્ત્રીમાંથી જ મળે છે. એટલે હું તો કહીશ કે જે સમાજમાં સ્ત્રીનું મૂલ્ય વધારે—જે સમાજમાં સ્ત્રી ઉર્વશીની જેમ વિક્રમને વરા છે—તે સમાજ વધારે ઉત્કર્ષવાળો છે. જે દેશમાં સ્ત્રીનું મૂલ્ય અલ્પ છે—એટલે સ્ત્રી મેળવવામાં પુરુષને કશી મહેનત પડતી નથી—તે દેશમાં ગરીબી અને ગંદકી વધારે હોય છે, ત્યારે જ્યાં સ્ત્રીનું મૂલ્ય મોટું છે ત્યાં પ્રજા સંપત્તિશાળી હોવાનો સંભવ છે.

વ્હેલના શિકારે જનારા અને સ્ત્રીથી લાંબો વિયોગ ભોગવનારા ખલાસીઓની દશાનો પ્રશ્ન તમે પૂછ્યો છે. આ લોકોને અતિશય કામ કરવું પડે છે એટલે તેમના આરોગ્ય ઉપર તો વિષયેચ્છાની અતૃપ્તિની કશી અસર નથી થવાની. જો આ માણસોને કામ ન હોય ત્યારે તો તેમને વિષયતૃપ્તિની અનેક કુટેવો પડે. આ માણસો શિકાર કરી આવીને વિષયભોગમાં અને શરાબીમાં પોતાની કમાણી ખરચી નાંખે છે, કારણ એ જ ધ્યેય લઈને તેઓ શિકારે ગયેલા હોય છે.

## કૃત્રિમ સાધનો

કૃત્રિમ સાધનો વડે પ્રજોત્પત્તિ અટકાવવાનો પ્રશ્ન તમે કર્યો છે તે ગંભીર છે, એનો જરા વિસ્તારથી ઉત્તર આપવો પડશે. એ સાધનોથી હાનિ નથી થતી એવો પુરાવો તો નથી જ મળતો એમ હું મારી શોધો અને અવલોકનને પરિણામે આગ્રહપૂર્વક કહી શકું. પણ અનુભવી ને જ્ઞાનવાન સ્ત્રીરોગચિકિત્સકો તો સ્પષ્ટ રીતે કહે છે કે એ સાધનોનું શરીર અને નીતિ ઉપર ઘણું ખરાબ પરિણામ થાય છે. અને આ ઉઘાડું છે. જુઓની, એકબે વાત ધ્યાનમાં લેવાજેવી છે. બાળકની ઇચ્છા ન હોય એટલે સંયમનું પ્રેરક બળ એકે રહેતું નથી. માણસ તે સ્ત્રીથી ધરાઈ જાય છે, તેની પુરુષાર્થની કામના મંદ પડી જાય છે. સ્ત્રી તેને બીજી સ્ત્રીઓ પાસે જતો અટકાવવાને

માટે પોતાનો જ ગુલામ બનાવવાને મથે છે, ઘણો સમય ગર્ભાધાન અટકાવવાને લીધે તેની પોતાની વિષયેચ્છા પ્રબળ બનતી જાય છે, પરિણામે થોડાં વર્ષમાં પુરુષ નિર્વીર્ય બને છે, અને કોઈ પણ રોગની સામે ટક્કર ઝીલવાની તેની શક્તિ હણાઈ જાય છે. ઘણીવાર નિર્વીર્યતા અટકાવવાને માટે અનેક ભૂંડાં સાધનોનો ઉપયોગ થાય છે, પરિણામે સ્ત્રીપુરુષને એકબીજાને વિષે તિરસ્કાર ઉપજે છે, અને છેવટે છૂટાછેડા થાય છે.

જાણકાર માણસો કહે છે કે સ્ત્રીઓને થતા કૅન્સર જેવા રોગોનું મૂળ આ સાધનોના ઉપયોગમાં છે. સ્ત્રીઓના કોમળમાં કોમળ મજ્જાતંતુઓ ઉપર આ કૃત્રિમ સાધનોની અસર અતિશય ખરાબ થાય છે, અને તેમાંથી અનેક રોગો નીપજે છે.

ઘણા અનુભવી દાક્તરોનું માનવું છે કે કૅન્સર જેવા રોગો આ સાધનના ઉપયોગથી થાય છે, અને બાકીના બીજા રોગો આ સાધનોથી થતા અતિસંભોગમાંથી નીપજે છે.

ઘણા પ્રતિષ્ઠિત દાક્તરોનો એવો પણ પુરાવો છે કે આ કૃત્રિમ સાધનોને પરિણામે ઘણી સ્ત્રીઓ વંધ્યા થાય છે, સ્ત્રીનું જીવન શુષ્ક થઈ જાય છે, અને તેને સંસાર વિષરૂપ થઈ પડે છે.

### જજ લિંડસેની ભ્રમણા

આપણા જજ લિંડસેએ આ કૃત્રિમ સાધનોની શોધને મોટું રૂપ આપી દીધું છે અને તેથી સત્યાનાશ વળે છે તેનું તેમને ભાન નથી. જુઓને, પારિસમાં પોણો લાખ તો રજિસ્ટર થયેલી વેશ્યાઓ છે, અને એથી અનેકગણી ન રજિસ્ટર થયેલી ખાનગી વેશ્યાઓ છે. ફ્રાન્સનાં બીજાં શહેરોમાં પણ આ સડાનો પાર નથી, જનનેંદ્રિયના રોગોનો પાર નથી. હજારો સ્ત્રીઓ એ જ રોગોથી પીડાતી દાક્તરોનાં ઘર શોધે છે. કેટલાંય વર્ષો થયાં ફ્રાન્સમાં જન્મનું પ્રમાણ મરણના કરતાં ઘણું ઓછું થયેલું છે. ફ્રાન્સના લોકોનું નામ જગતમાં નીતિની દૃષ્ટિએ અતિશય અળખામણું થઈ પડેલું છે, અને ફ્રાન્સની દીકરીઓ ગુલામીના વેપારમાં વધારેમાં વધારે ચડે છે. છેલ્લાં સો વર્ષમાં

ફ્રાન્સની આ દશા થઈ છે છતાં જજ લિંડસેને પોતાના સાધનને નવી શોધ તરીકે વર્ણવતાં શરમ નથી આવતી!

મહાભયંકર વાત તો એ છે કે એકવાર આવાં કૃત્રિમ સાધનોનો પ્રચાર છડેચોક થવા લાગ્યો કે એ ભૂંડા જ્ઞાનને અટકાવવાનું એકે સાધન નથી, એ પ્રચારને અટકાવવાની કોઈની સત્તા નથી રહેવાની. અને આવી બાબતો સૌથી પહેલી પ્રજાના યુવાનવર્ગને પહોંચે છે. ફ્રાન્સનાં વેશ્યાગૃહોમાં કુમળી વયની કુંવારી અને પરણેલી કમનસીબ સ્ત્રીઓનાં યૌવન અને નીતિનાં હાટ મંડાયેલાં છે.

જજ લિંડસે આપણા દેશના યુવાન ગુનેગારોની કોર્ટમાં અનેક વર્ષ થયાં ન્યાયાધીશ રહ્યા છે. એ યુવાન ગુનેગારોની જુબાનીમાંથી મળતા પુરાવાઓનો એ ન્યાયાધીશે અવળો ઉપયોગ કર્યો છે; પોતાના પુસ્તકમાં અવળાં સાધનોની ભલામણ કરી આખી પ્રજાને અવળે પંથે દોરી છે.

પણ એમના જ પુસ્તકમાં એમણે આપેલા પુરાવાઓનું રહસ્ય એમને કેમ ન સૂઝયું હશે? વર્જીનિયા એલિસ નામની એક સ્ત્રીનો કાગળ એ ન્યાયાધીશ સાહેબે પોતાના પુસ્તકમાં ઉતાર્યો છે. એ બીચારી લખે છે કે હું ચાર કુશળ દાક્તરો પાસે જઈ આવી છું, મારો પતિ બીજા બે દાક્તરોની સલાહ લઈ આવ્યો છે; છયે દાક્તરોએ કહ્યું કે કૃત્રિમ ઉપાયો વાપરવાથી થોડો સમય આરોગ્ય ઉપર કશી અસર ભલે ન જણાય, પણ થોડા જ સમયમાં સ્ત્રીપુરુષ બંને હાથ ઘસતાં થાય છે, અને એ અનિષ્ટમાંથી એવાં દર્દ થાય છે કે જેને એપેન્ડિસાઈટિસ કહીને ઓપરેશન કરવામાં આવે છે, જ્યારે દર્દ ભળતું જ હોય છે. શું આ દાક્તરો જૂઠા હશે? આમ કહેવામાં તો એમને કશો લાભ નથી. ઊલટું કૃત્રિમ સાધનો વાપરે તો રોગો વધે અને તેમની રોજી વધારે ચાલે, પણ એ દાક્તરો અનુભવી, પ્રતિષ્ઠિત અને લોકહિત જાણનારા હતા.

જજ લિંડસે અને તેમના અનુયાયીઓ હવે ધોકો અને ધડકી લઈને પેલાં કૃત્રિમ સાધનોના પ્રચારમાં પડયા છે. જો એ પ્રચાર

વધ્યે જાય તો દેશમાં હજારો ઊંટવૈદ્યો આ સાધનો લઈને ફરતા ફરશે અને પારાવાર નુકસાન કરશે.

જજ લિંડસે પોતે પ્રજોત્પત્તિ અટકાવવાનું એક સાધનપ્રચારક મંડળ સ્થાપી બેઠા છે, અને તેને સતયુગનો ઉદય કરનારી એક સંસ્થા તરીકે વર્ણવે છે. સતયુગ તો નહિ પણ ભયંકર કળિયુગ એમાંથી નીપજશે એ વિષે કશી જ શંકા નથી. આમવર્ગમાં એ સાધનોનો પ્રચાર થયો તો માણસો વગરમોતે મરશે, રિબાઈ-રિબાઈને મરશે, અને કદાચ એવી રીતે સત્યાનાશ વળશે તો જ ભાવી પ્રજા એ સાધનોથી મરકીની જેમ ભાગતાં શીખશે.

જજ લિંડસેની દાનત દુષ્ટ નથી. એમને તો બીચારાને એમ છે કે દરેક કુટુંબમાં બાળકો વધી પડતાં અટકે અથવા સ્ત્રીને જોઈએ એટલાં જ બાળકો થાય, અને પુરુષ જેટલાંને પોષી શકે તેટલાં જ થાય. બીજો એમનો ઉદ્દેશ એ છે કે સ્ત્રીઓમાં વિષયેચ્છાની જે કુદરતી ઇચ્છા છે તેને તૃપ્ત કરવાનું યોગ્ય સાધન આપવું—આ વસ્તુનું ભૂત એમની કોર્ટમાં આવતી નફટ છોકરીઓએ એમના મનમાં ઘાલ્યું છે. મારું તો એવું માનવું છે કે એમની કોર્ટમાં આવતી છોકરીઓના જેવા પુરાવા આપનારી છોકરીઓ અપવાદરૂપ જ હશે. બીજી ઘણી છોકરીઓને હું મળ્યો છું, તેઓ વિષયેચ્છાની વાત જજ લિંડસેની આગળ જુબાની આપનાર છોકરીઓની જેમ કવિત્વ અને તત્ત્વજ્ઞાનનો ઓપ ચડાવીને તો નથી જ કહી શકતી. ઘણી ડાહી છોકરીઓ, ઘણી માતાઓ જાણે છે કે આ ઇચ્છા એ કેવળ ભ્રમ છે. પણ જજ લિંડસેની આગળ આવી પાયાવિનાની કેટલીક છોકરીઓ કેટલાંયે વર્ષ થયાં આવે છે એટલે એમના જેવા વિવાહિત, આધેડ વયના, વિદ્વાન પુરુષ પણ પાટેથી ઊતરી ગયા, અને ન ઇચ્છેલાં બાળકો અટકાવવાનાં સાધનોનું પુસ્તક એમણે લખી કાઢ્યું. નહિ તો એવો તો કોણ હશે કે જે આટલા જ્ઞાન છતાં ભીંત ભૂલી કૉલેજનાં છોકરાછોકરીઓને સુખે સહચારસુખ ભોગવવાનું કહે અને તે બદલ કાયદો કરાવવાની ચળવળ કરે? જો એમનું જ્ઞાન ઠેકાણે

હોત તો એમને ખબર પડત કે કેટલાયે સુંદર, તેજસ્વી યુવાનો આ પાપમાંથી આપઘાત કરતાં શીખે છે, કારણ તેમનો પુરુષાર્થ ધોવાઈ જાય છે, અને સાથે જીવનેચ્છા પણ ધોવાઈ જાય છે. જજ લિંડસેને આ વાતની ખબર ન હોત તો માનસરોગચિકિત્સકો તેમને ખબર આપત કે યુવાનીમાં વિષયેન્દ્રિયને બહેકાવવાથી યુવાનો દારૂડિયા, ચોરલૂંટારા અને લફંગા બને છે. જજ લિંડસેની બુદ્ધિ બહેર નહિ મારી ગઈ હોય તો તે લખે ખરા કે સ્ત્રીનો પુરુષની વિષયેચ્છા તૃપ્ત કરવાનો અને તેની વેશ્યા બનવાનો ધર્મ છે?

## એક જ ઉપાય

આ હૈયાફૂટાઓને કોણ સમજાવે કે પ્રજામાં જન્મમરણ બહુ વધી જતાં અટકાવવાનો એક જ ઉપાય વિષયભોગમાંથી નિવૃત્તિ છે? એ લોકોની આંખ કેમ નથી જોઈ શકતી કે પશુઓમાં એ જ ઉપાય અમોઘ છે? એ લોકો કેમ ન સમજે કે આ કૃત્રિમ સાધનોથી સ્ત્રીઓ વેશ્યાઓ અને અવળચંડીઓ બને છે, અને પુરુષો નપુંસક હીજડાઓ બને છે?

આરોગ્યને માટે વિષયભોગ આવશ્યક છે એ ભ્રમને ટાળવાની દરેક દાક્તર અને અનુભવી સલાહકારની ફરજ છે. હું મારા અનુભવ અને અનેક દાક્તરોના સમાગમને પરિણામે કહું છું કે ઘણાં વર્ષો સુધી વિષયભોગ ન કરવાથી કશી હાનિ નથી થતી પણ પારાવાર લાભ થાય છે. કેટલાક યુવાનોમાં ઊછળતો ઉત્સાહ અને તરવરતાં તેજ જોઈએ છીએ તે તેમના વિષયભોગનું નહિ પણ સંયમનું પરિણામ છે. દરેક પુરુષાર્થી માણસ જાણેઅજાણે આ સૂત્રનું પાલન કરે છે: **વિષયની કામના તૃપ્ત કરવામાં વપરાતી શક્તિ પુરુષાર્થસિદ્ધિમાં સહેજે વાળી શકાય; જેટલો શક્તિનો સંયમ તેટલી વધારે સિદ્ધિ.**

માણસો સૈકાઓ થયાં કીમિયાની શોધમાં ફરે છે. આ સૂત્રમાં જેવો કીમિયો ભર્યો છે તેવો બીજો ક્યાં મળશે?

## સ્ત્રીઓનું કર્તવ્ય

સ્ત્રીઓએ પણ જાગૃત થવું ઘટે છે, સાવધાન થવું ઘટે છે. પોતે પુરુષના વિષયનું સાધન નથી એવો દૃઢ નિશ્ચય કરવો જોઈએ. અને એવા સાધન તરીકે વપરાવાનો સખત વિરોધ કરવો જોઈએ. પુરુષ કમાઈને તેમને ખવરાવે તેટલા માટે આટલો ઉત્પાત શો? તે ઘર ચલાવે, બાળકો પાળે; બાળકોને કેળવે, ઘરમાં પ્રસન્નતા ભરી મૂકે, ઘરમાં પતિ અને બાળકોને ચેતનવંતાં કરી મૂકે અને પોતાનાં ઊગતાં પુત્રો અને પુત્રીઓને સીધે માર્ગે રાખે, આથી વિશેષ સ્ત્રીનું કર્ત્તવ્ય શું હોઈ શકે? અને આ કર્તવ્યને માટે તો સ્ત્રીને ઇનામો આપવાં જોઈએ, સ્ત્રીને માટે ખાસ સગવડો કરી આપવી જોઈએ.

## બ્રહ્મચારિણી જોન

જેમ પુરુષ વિષયેચ્છાને પુરુષાર્થેચ્છામાં પલટાવી શકે છે તેમ સ્ત્રી પણ કરી શકે છે. મહાઆદર્શો લઈને પોતાનું યૌવનધન, પોતાનું સૌંદર્ય અને પોતાનું બધું આકર્ષણ લઈને તે ભારેમાં ભારે પુરુષાર્થ સાધી શકે છે. મોટામાં મોટો આદર્શ ઇતિહાસમાં ઝાંદાર્ક (જોન ઑફ આર્ક)નો છે. એનામાં એનું નિષ્કલંક કૌમાર્ય, એનું પારદર્શક બ્રહ્મચર્ય સિવાય બીજું કયું બળ હતું? ફ્રાન્સમાં ૧૫મા સૈકામાં કેવી ભયંકર સ્થિતિ પ્રવર્તતી હતી! દારિદ્રય, દુઃખ અને દુષ્ટતા જ્યાંત્યાં હતાં. ફ્રેન્ચ લશ્કર અંગ્રેજ લશ્કરથી વર્ષોનાં વર્ષો થયાં હારતું જ આવતું હતું. સિપાહીઓ નિઃસત્ત્વ, નિર્વીર્ય હતા, ફ્રાન્સમાં ઢગલો મડદાં પડયાંપડયાં સડતાં હતાં, રાજા ભાગી છૂટયો હતો, સ્ત્રીઓમાં શિયળ જેવી વસ્તુ રહી નહોતી. એવે ટાણે ઝાંદાર્ક નામની અભણ પણ મહાશૂરવીર અને બુદ્ધિમાન કુમારિકા આગળ આવી. લોકો માને નહિ કે એ પવિત્ર હશે; ફ્રાન્સની બીજી હજારો કન્યાઓ જેવી એ હશે એમ તે ધારતા હતા. સોળ વર્ષની છોકરી તે અખંડ કૌમાર્યવતી હોય?

એનું કૌમાર્ય તપાસવાને માટે એક કમિશન નિમાયું; તેનો દાવો સિદ્ધ થયો. ડાહ્યા માણસોએ તેને ચાંદીનું બખ્તર પહેરાવ્યું

અને લશ્કરને મોખરે મૂકી, અને તેણે જાણે વીજળી પૂરી હોય તેમ મરવા વાંકે જીવતું લશ્કર મરણિયું થઈને ઝૂઝ્યું. એના બ્રહ્મચર્યનો લોકોના ઉપર અજબ પ્રભાવ પડયો, બાયલાઓમાં પુરુષાતન આવ્યું, અને કેટલાંય વર્ષો થયાં ચાલતી લડત ગણેલા દિવસોમાં પૂરી થઈ અને અંગ્રેજોનો ફ્રાન્સમાંથી પગ નીકળ્યો. ઇતિહાસમાં એનો જોટો નથી. પણ આજે ઘો ચાલી રહ્યો છે તેમ સ્ત્રી વિષયનું જ ભાજન અને, પુરુષો તેને ભ્રષ્ટ જ કરતા રહે, પ્રજોત્પત્તિ અટકાવનારાં કૃત્રિમ સાધનો સાર્વત્રિક બને, તો જે સત્યાનાશ વળશે તે સત્યાનાશને ફેડવાને માટે પાછી કોઈ બ્રહ્મચારિણી તપસ્વિની ઝાંદાર્કની જ જરૂર પડશે, અને તે પંદરમા સૈકાની વીરાંગનાના જોટાની થશે.

અને બધી જ સ્ત્રીઓ ઝાંદાર્ક ભલે ન થાય, ભલે તેઓ પવિત્ર વિવાહસંબંધમાં જોડાય. પણ એ સંબંધમાં જોડાઈને પણ તે પોતાના સંબંધની પવિત્રતા કાયમ રાખે, તેને વેશ્યાવડું ન બનાવે, માતાના ધર્મ સમજે, પુરુષોના પુરુષાર્થને પ્રેરનારી શક્તિ બને.

## ઉપસંહાર

આ સુંદર પુસ્તકનો સાર છે—પહેલા પુસ્તકનો સાર લગભગ શબ્દશઃ ભાષાન્તર હતું. આ સાર ભાષાન્તર નથી પણ લેખકના ભાવનું દોહન છે. આખા પુસ્તકમાં કહેલી વસ્તુ જાણે આપણા મહામંત્રમાં આવી જાય છે—मरणं बिन्दुपातेन जीवनं बिन्दुधारणात्। અને ઝાંદાર્કના જ્વલંત દૃષ્ટાન્ત જેવાં દૃષ્ટાન્ત આપણે ત્યાં વૈધવ્યને અખંડ બ્રહ્મચર્યે શોભાવનારાં મીરાંબાઈ, ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ અને અહલ્યાબાઈ હોલકરમાં, અને આખા જીવનના કૌમાર્ય—બ્રહ્મચર્યથી શોભાવનારાં દક્ષિણ હિંદનાં સાધ્વીઓ અવ્વૈ અને આંડાલમાં મળી આવે છે.

('નવજીવન'માં શ્રી. મહાદેવ દેસાઈએ મિ. થર્સ્ટનનાં પુસ્તકોનો આપેલો સાર)